# જય અનુશાસન


પ્રવાચક

યુગપ્રધાન આચાર્ય તુલસી

પ્રધાન સંપાદક

યુવાચાર્ય મહાપ્રજ્ઞ



અનેકાન્ત ભારતી પ્રકાશન

અમદાવાદ (ગુજરાત)

સંપાદક :

મુનિ નવરત્નમલ્લ
મુનિ મધુકર
મુનિ કિશનલાલ
મુનિ મહેન્દ્રકુમાર

ગુજરાતી આવૃત્તિ :

સંપાદક : દલસુખ માલવણિયા

પ્રબંધ સંપાદક : શુભકરણ સુરાણા

અનુવાદક : ડૉ. રમણીક મ. શાહ, એમ. એ., પીએચ. ડી.
પ્રાધ્યાપક, લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદ

અર્થ-સૌજન્ય : સમાજભૂષણ સ્વ. શેઠ ભગવતપ્રસાદ રણછોડદાસના સ્મરણાર્થે
તેઓશ્રીના પરિવાર તરફથી

ત્રીસ રૂપિયા

ઈ. સ. ૧૯૮૧

પ્રકાશક :

સન્તોષકુમાર સુરાણા
નિર્દેશક, અનેકાન્ત ભારતી પ્રકાશન, ઈ. આકૃ્ત, ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ માર્ગ
અમદાવાદ ૩૮૦ ૦૧૫

મુદ્રક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય,
અમદાવાદ ૩૮૦ ૦૧૪

# સંપાદકીય બે બોલ

શ્રીમદ્ જયાચાર્યની નિર્વાણ-શતાબ્દી નિમિત્તે આચાર્યશ્રી તુલસી અને તેમના સંઘે અનેક અનુષ્ઠાનોની યોજના કરી છે. તેમાંના ઘણા ભુલાઈ જશે પણ શ્રીમદ્ જયાચાર્ય વિરચિત સાહિત્યના પ્રકાશનની જે યોજના છે તે સ્થાયી બની રહેશે. તે યોજનાના પ્રથમ પુષ્પરૂપે 'જય અનુશાસન' નામનો ગ્રન્થ શ્રીમદ્ જયાચાર્યે જે વિશાળ પદ્યસાહિત્યનાં રચના કરી છે તેના નવનીતરૂપે આચાર્ય શ્રી તુલસી અને તેમના શિષ્યોએ અલ્પકાલમાં સંકલિત કર્યો અને મૂળ રાજસ્થાની ભાષાનુ આધુનિક હિંદીમાં રૂપાંતર કરી આપ્યુ અને તે પ્રકાશિત થઈ ગયો છે. તેનું ગુજરાતી રૂપાંતર પ્રસ્તુત ગ્રન્થમાં પ્રકાશિત કરવામાં આવ્યું છે. ગુજરાતી અનુવાદ ડૉ. રમણીકલાલ શાહે ઘણી કાળજીથી તૈયાર કરી આપ્યો તે માટે પ્રકાશક-સંપાદક આભાર માનતાં આનંદ અનુભવે છે. પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનમાં શ્રી શુભકરણ સુરાણાએ જે જહેમત ઉઠાવી છે તેનો હું સાક્ષી છું. અત્યલ્પકાળના અનુવાદનુ કાર્ય સંપન્ન કરાવી તેને પ્રકાશનમાં લાવવાનું શ્રેય તેમને છે. 'સમાજભૂષણ' સ્વ. શેઠ શ્રી ભગવત-પ્રસાદ રણછોડદાસના સ્મરણાર્થે તેઓશ્રીના પરિવારે જે સૌજન્ય દાખવ્યુ છે અને આવા ઉત્તમ કાર્યમાં સહયોગ આપવાનું શ્રેય તેમને જે પ્રાપ્ત થયુ છે તેથી શ્રી ભગવતપ્રસાદભાઈ ચિરસ્મરણીય રહેશે.

મેં આ ગ્રંથને શ્રીમદ્ જયાચાર્યના સાહિત્યસર્જનનું 'નવનીત' કહ્યુ છે તે એટલા માટે કે આમાં 'અનુશાસન'ના નામે જે કાંઈ સંઘરવામાં આવ્યુ છે તે શ્રીમદ્ જયાચાર્યે સાડા ત્રણ લાખ શ્લોક જેટલા પ્રમાણમાં રચેલ સાહિત્ય-સામગ્રીમાંથી જે કાંઈ સારભૂત હતુ તેની માત્ર તારવણી જ નથી પણ તે જીવનને સમુન્નત બનાવે તેવુ છે. આચાર અને વિચાર એ બંને વિશે જે પ્રકારના અનુશાસનની આવશ્યકતા છે તેનો સારભૂત સંગ્રહ તો આમાં કરવામાં આવ્યો જ છે. પણ આમાં માત્ર નિયમોની જ ચર્ચા છે એમ નથી, એના પાલનમાં રત રહેનાર મહાનુભાવોની જીવનચર્યા પણ દાખવી છે. અને એથી આ અનુશાસન માત્ર પુસ્તકીય નથી પણ આચરવામાં આવ્યું છે, આચરી શકાય છે અને તેથી જીવનને સમુન્નત બનાવી શકાય છે તેની પ્રતીતિ પણ કરાવી આપે છે. આમ આ ગ્રંથ સાધકને અત્યત ઉપયોગી સિદ્ધ થશે.

તેરાપંથ સમાજમાં આજે જે સંગઠન દેખાય છે અને સંઘમા જે અનુશાસન પ્રવર્તે છે તેના મૂળમાં શ્રીમદ્ જયાચાર્યે આપેલી અનુશાસન-સંહિતા છે. આજે સો વર્ષે પણ એ સંહિતાનુ અનુપાલન કરવાના આગ્રહમાથી

તેરાપંથ સમાજમાં અસાધારણ અનુશાસન જોવા મળે છે. જયાચાર્યે તેરાપંથ સમાજને માત્ર અનુશાસનસંહિતા જ નથી આપી પણ જે કારણે ધાર્મિક સમાજ જીવિત રહી શકે છે તેવુ સાહિત્ય પણ વિશાળ રાશિમાં આપ્યુ છે. અને એ જાણીને આશ્ચર્ય થાય છે કે તે સાહિત્યની અક્ષરશ: સાચવણી તેરાપંથી સમાજના સાધુઓએ કરી છે અને આજે હવે તે સમગ્ર સાહિત્યના પ્રકાશનની યોજના અમલમા આવી છે. આથી હવે માત્ર આજે તેરાપંથના સાધુ-સાધ્વીઓ દ્વારા નવો સંદર્ભ લઈને લખાતા સાહિત્યમાં આ જૂના સાહિત્યનો ઉમેરો થવાથી એ જાણી શકાશે કે તેરાપંથમાં સાહિત્યરચનાની પરપરા કેવી સતત વહી રહી છે. જૈન સમાજમાં આજે પ્રકાશિત થતા સાહિત્યમાં અગ્રસ્થાન ભોગવે એવુ સાહિત્ય આ સપ્રદાયે સમાજને પીરસ્યું છે અને તેનો પ્રચાર સમગ્ર જૈન-જૈનેતર સમાજમાં થઈ રહ્યો છે તે તેની ગુણવત્તાનુ નિદર્શક છે.

'માથુરી', ઑપેરા સોસાયટી, દલસુંખ માલવણિયા
અમદાવાદ – ૩૮૦ ૦૦૭
તા. ૯–૧૦–૧૯૮૧

# સંપાદકીય

જયાચાર્યમાં મતિ, બુદ્ધિ અને પ્રજ્ઞાની ત્રિવેણી વહેતી હતી. કેવળ મનન અને કેવળ બુદ્ધિ સત્યનો સ્પર્શ કરે છે પરતુ એનો પાર પામવા સમર્થ નથી. પાર-દર્શનનું માધ્યમ છે અંતરદૃષ્ટિ યા પ્રજ્ઞા. જયાચાર્યે પોતાની પ્રજ્ઞાથી સત્યનો સાક્ષાત્કાર કર્યો અને એને વાઙ્મયમા પ્રયોજ્યું. એમની આંતભૉષા છે પ્રજ્ઞા અને બાહ્યભાષા છે રાજસ્થાની એમણે ખૂબ લખ્યું. સત્યને અનેક રીતે અભિવ્યક્ત કર્યું. કોઈ પણ વ્યક્તિ જેટલુ જાણે છે એટલું અભિવ્યક્ત કરી શકતી નથી. અનુભૂતિ અને અભિવ્યક્તિ —એ બે ભિન્ન પાસાં છે. જયાચાર્યની અનુભૂતિ પ્રબળ હતી, એટલે એમની અભિવ્યક્તિમાં પણ પ્રબળતા આવી. અત્યાર સુધીમાં તેમનુ ખૂબ અલ્પ સાહિત્ય પ્રકાશમાં આવ્યુ છે તે માત્ર હસ્તપ્રતોના ભંડારમાં સચવાઈ રહેલું. તે સામાન્ય મનુષ્ય સુધી પહોંચે એવી વ્યવસ્થા નહીં થઈ શકેલી. અમે કારણ અને નિમિત્ત—બન્નેમાં માનીએ છીએ કારણ હોવા છતાં જો નિમિત્ત ન મળે તો કાર્ય થઈ શકતું નથી. જયાચાર્યની નિર્વાણ-શતાબ્દી એમના કાર્યને લોકો સુધી પહોચાડવાનું નિમિત્ત બની.

લગભગ ત્રણ દશકાથી અમારા ધર્મસંઘમાં સાહિત્યની અજસ્ર ધારા વહી રહી છે. એમાં ચાર મોટાં કામ સંપન્ન થયાં છે—

૧. આગમ—સાહિત્યનુ સપાદન
૨. તેરાપથ—દ્વિશતાબ્દીનુ સાહિત્ય
૩. કાલૂગણી—શતાબ્દીનુ સાહિત્ય
૪ જયાચાર્યનું સાહિત્ય

આચાર્ય તુલસીના સુદીર્ઘ શાસનકાળમાં મેરુદંડ જેવુ કાર્ય સિદ્ધ થયું અને થઈ રહ્યું છે. આચાર્યશ્રી પ્રેરણાના સ્રોત છે. તેઓ નવી નવી દિશાઓ ખોલવા ઇચ્છે છે. આ સઘળાં કાર્ય અધિકાંશે સાધુ-સાધ્વી-ઓના શ્રમથી સિદ્ધ થયાં છે. કેટલાક અંશે ગૃહસ્થ વિદ્વાનોનો પણ સહયોગ સાંપડયો છે. સાધુ-સાધ્વી સમાજ અધ્યયનનિષ્ઠ હોવા સાથે જ અનુશાસનનિષ્ઠ અને શ્રમનિષ્ઠ પણ છે. આ અમારા કાર્યની સગ-વડના અભાવમાં આ સઘળાં શ્રમસાધ્ય સંપાદનોના કાર્ય અલ્પ સમયા-વધિમાં સંપન્ન થઈ શકત નહીં

જયાચાર્યના સાહિત્ય-સંપાદનનુ કાર્ય ઘણુ મોટુ છે. એમના સાહિત્યની સૂચિ ઘણી વિસ્તૃત છે—

## જયાચાર્ય – વાઙ્મય

સંચયિકા :

૧. જય અનુશાસન (હિન્દી, અંગ્રેજી, ગુજરાતી)

સાધના :

૨. આરાધના

સાહિત્ય :

૩. ઉપદેશરત્નકથાકોશ (અનુમાનિત દશ ભાગ)
૪. આખ્યાન-સંગ્રહ (અનુ. બે ભાગ)
૫. સંસ્મરણ

જીવન-વૃત્ત :

૬. તેરાપંથ કે તીન આચાર્ય

ઈતિહાસ :

૭. કીર્તિગાથા
૮. અમરગાથા (બે ભાગ)

સંઘવિધાન :

૯. તેરાપંથ મર્યાદા ઔર વ્યવસ્થા

આગમ-ભાષ્ય :

૧૦. ઉત્તરાધ્યયન કી જોડ
૧૧. આચારાંગ કી જોડ
૧૨. આચારાંગ કો ટબ્બો
૧૩. જ્ઞાતા કી જોડ
૧૪. ભગવતી કી જોડ (અનુ. આઠ ભાગ)
૧૫. આગમ : પ્રકીર્ણ બિંદુ

તત્ત્વદર્શન :

૧૬. તત્ત્વચર્ચા
૧૭. ચર્ચા-રત્નમાલા
૧૮. ભિકખુકૃત હુંડી કી જોડ (ભિકખુકૃત હુંડી સહિત)
૧૯. ભ્રમ-વિધ્વંસનમ્
૨૦. પ્રશ્નોત્તર તત્ત્વબોધ (બૃહત્)
૨૧. જિનાજ્ઞામુખમંડન – કુમતિવિહંડન
૨૨. સન્દેહ વિષૌષધિ, પ્રશ્નોત્તરસાર્ધશતક

२३. तत्त्वचर्चापिटक

२४. भिक्षुग्रन्थ: आगम समन्वय

न्याय, व्याकरण, काव्य:

२५. न्याय, व्याकरण और काव्य

જયાચાર્યના જીવન અને સાહિત્ય સંબંધી ગ્રંથ:

२६. प्रज्ञापुरुष जयाचार्य

२७. जय सुजश

२८. श्रद्धांजलि-संस्मरण

સાહિત્ય-સમીક્ષા:

२९. जयाचार्य साहित्य मूल्यांकन

જયાચાર્ય સ્મૃતિ-ગ્રંથ

३०. आगम-मन्थन

સાધના:

३१. लोचन और आत्मालोचन

જીવનવૃત્ત:

३२. चित्रावली

જયાચાર્ય નિર્વાણ-શતાબ્દી અવસરે આચાર્ય ભિક્ષુ અને તેરાપંથ સંબંધી ગ્રંથ:

३३. आचार्य भिक्षु: जीवनकथा

३४. आचार्य भिक्षु: धर्मपरिवार

ઈતિહાસ:

३५. शासन-समुद्र

તત્ત્વદર્શન:

३६. जय तत्त्वबोध

આગમમંથન, મૂલ્યાંકન, શ્રદ્ધાંજલિ-સંસ્મરણ અને પ્રજ્ઞાપુરુષ જયાચાર્ય (જીવનવૃત્ત)–આ ચાર ગ્રંથો એમનાં સાહિત્ય અને જીવન સંબંધી છે. આમ બધા મળીને ૩૬ ગ્રંથો થાય છે. આટલું મોટું કામ ઘણાં થોડાં વર્ષોમાં સંપાદિત થઈને અને કેટલુક અનુવાદિત થઈને પ્રસ્તુત થઈ રહ્યું છે. આ શ્રમનિષ્ઠા એક દૃષ્ટાંતરૂપ છે. જયાચાર્યના ગ્રંથોના મૂળપાઠનું સંશોધન કરવામાં સહુથી અધિક શ્રમ આચાર્યશ્રીએ કર્યો છે.

વિવિધ પ્રકારની સંઘ-પ્રવૃત્તિઓ તથા સાહિત્ય-રચનામાં સંલગ્ન એક આચાર્ય પોતાના પૂર્વજ આચાર્યના સાહિત્ય-સંપાદનમાં આટલાં કામ અને શક્તિ ખર્ચે, તે કૃતજ્ઞતા અને શ્રદ્ધાનું મહાન ઉદાહરણ છે

પ્રસ્તુત ગ્રંથના સંપાદનમા મુનિ નવરત્નમલ, મધુકર, કિશનલાલ અને મહેન્દ્રકુમારે ખૂબ રસપૂર્વક કામ કર્યું છે. હુ એમના પ્રતિ પ્રસન્નતા પ્રકટ કરૂ છુ તથા એમને બધાને ધન્યવાદ આપુ છું અને આશા રાખુ છું કે ભવિષ્યમાં એમની શક્તિનો અધિકતમ ઉપયોગ થતો રહેશે

આણુવ્રત ભવન, નવી દિલ્હી — યુવાચાર્ય મહાપ્રજ્ઞ
૧ ઑગસ્ટ, ૧૯૮૧

# પ્રસ્તુતિ

પ્રજ્ઞાપુરુષ જયાચાર્યની નિર્વાણ-શતાબ્દી જેમ જેમ નજીક આવી રહી છે, તેમ તેમ તેના આયોજનમાં અવનવો ઉન્મેષ દેખાય છે. પ્રસ્તુત ગ્રંથની સંકલ્પના અને સંકલના પણ એક નવો ઉન્મેષ છે. જૈન વિશ્વ-ભારતી, લાડનૂંમા એક દિવસ (સં. ૨૦૩૭, કારતક વદી ૧, સન ૧૯૮૦, ૨૪મી ઑક્ટોબર) રાત્રિકાલીન પ્રતિક્રમણ કરી અમે બેઠા હતા, વાતચીત ચાલી રહી હતી. એક વિચાર આવ્યો — આપણે અનુશાસન વર્ષ ઊજવી રહ્યા છીએ, એટલે આપણી યાત્રા અનુશાસન-યાત્રા હોવી જોઈએ. એ યાત્રાને ગૌરવપૂર્ણ બનાવવા માટે જયાચાર્યના સાહિત્યમાંથી સંચયગ્રંથની રચના કરવી જોઈએ. એ જ રાત્રિએ અમે સંચયનું કાર્ય શરૂ કર્યું સિત્તેર દિવસમાં એ કામ પૂરું થયું. વચ્ચે કેટલાક દિવસ કાર્ય બંધ રહ્યું. સંચયકાર્યમાં માત્ર પચાસ દિવસ લાગ્યા. ગાથાઓની પસંદગી સાથે અનુવાદ પણ થતો ગયો. આ બધું કામ રાત્રિએ થતું. પ્રજ્ઞા-પુરુષનાં પ્રજ્ઞાકિરણો પોતાનો પ્રકાશ પાથરી રહ્યાં હતાં, એટલે રાત્રિનો સમય અમારા કાર્યમાં બાધક ન બન્યો. પ્રારંભમાં રોજ બે કલાક આ કાર્યમાં જતા. આગળ જતાં લગભગ ત્રણ કલાકનો સમય લાગતો. ક્યારેક ક્યારેક ચાર કે પાંચ કલાક પણ આ કામમાં ચાલ્યા જતા. ત્રણ દિવસ તો આ કામ રાત્રિના બાર વાગ્યા સુધી ચાલ્યું. આ રીતે પ્રસ્તુત ગ્રંથનું સંકલન શ્રદ્ધા, શ્રમ અને જાગરણની ત્રિપુટી દ્વારા સંપન્ન થયું છે. આ કાર્યમાં હું જાતે તથા મહાપ્રજ્ઞ બેસતા. અમારી સાથે મુનિ નવ-રત્ન, મુનિ મધુકર, મુનિ કિશનલાલ અને મુનિ મહેન્દ્ર — આ ચાર મુનિઓ બેસતા ચાતુર્માસિક પ્રવાસ પૂર્ણ થતા યાત્રા શરૂ થઈ. મુનિ નવ-રત્ન અને મુનિ મહેન્દ્ર જૈન વિશ્વ-ભારતી, લાડનૂંમાં જ રોકાયા. બાકી બે જ મુનિઓ કાર્યરત રહ્યા. આના અધ્યાય અને વિષયસૂચિના કાર્યમાં મુનિ ગુલાબચંદે અને એક દિવસ માટે મુનિ વિનયકુમારે પણ કામ કર્યું.

**નામકરણ :**

અનુશાસન વર્ષની સંકલ્પનાને ખ્યાલમાં રાખીને અમે આ કૃતિનું નામ ‘જય અનુશાસન’ રાખ્યું આજ એની સાર્થકતા પણ છે વર્તમાન યુગની સહુથી મોટી સમસ્યા છે — અનુશાસનહીનતા. આ સમયે અનુ-શાસન સર્વાધિક આવશ્યક તત્ત્વ છે. જયાચાર્ય અનુશાસનના પ્રવર્તકોમા અગ્રણી હતા એમની અનુભવવાણી અનુશાસનની સંસ્થાપનામાં ઘણી

કારગત નીવડી શકે તેમ છે. આ આધારશિલા પર સંકલિત પ્રસ્તુત ગ્રંથ ઉદ્દેશ્યપૂર્ણ પણ છે અને નામથી પણ સાર્થક છે.

આ નામકરણમાં 'અનુશાસનની જય' પ્રતિઘોષિત થાય છે અને પ્રતિઘોષિત થાય છે કે આમાં જયાચાર્યના અનુશાસન-સંબંધી અનુભવો સંકલિત છે.

**શરીર-દર્શન અને આત્મ-દર્શન**

જયાચાર્યે ગદ્ય અને પદ્ય બન્નેમાં સાહિત્ય-સૃજન કર્યું હતું. આમાં માત્ર પદ્ય જ સંકલિત છે. તેઓ મહાન તત્ત્વવેત્તા હતા. એમનું વિશાળ સાહિત્ય તત્ત્વજ્ઞાનવિષયક જ છે. આમ છતાં એમણે સાહિત્યના વિવિધ પ્રકારનો સ્પર્શ કર્યો છે. પ્રસ્તુત ગ્રંથના અધ્યયનથી આ વાત સ્વયં સિદ્ધ થઈ જાય છે.

આ ગ્રંથ તેર અધ્યાયમાં વિભક્ત છે. એની પદ્યસંખ્યા એક હજારથી કંઈક અધિક છે. પહેલા અધ્યાયનું નામ છે—અનુશાસન. માનવીય પ્રકૃતિનું વિશ્લેષણ, માનસિક ચિકિત્સા આદિ અધ્યાય પણ અનુશાસનનાં જ અંગઉપાંગ છે. અમે અનુશાસનનો વ્યાપક અર્થ સ્વીકાર્યો છે. શારીરિક, વાચિક, માનસિક, બૌદ્ધિક અને ભાવનાત્મક અનુશાસન—આ અનુશાસનનું વ્યાપક સ્વરૂપ છે. પ્રસ્તુત સંચયમાં અનુશાસનના બધાં પાસાં જાણવા મળે છે. આ દૃષ્ટિએ પ્રસ્તુત સંચયને અનુશાસનની આચારસંહિતા કહી શકાય.

જયાચાર્યની રચનાશૈલી સૂત્રાત્મક છે. થોડા શબ્દોમાં ઘણું કહી દેવું—એમની આગવી વિશેષતા છે. એમનું સાહિત્ય જીવનવૃત્તો, પ્રસંગો અને ઘટનાઓ સાથે જોડાયેલુ હોવાને કારણે ઘણું સરસ છે. સંત-સાહિત્યની વિશેષતાઓથી ભરેલ એમની રચનાઓ સમકાલીન સમસ્યાઓનું નિરાકરણ પણ સૂચવે છે. એ દૃષ્ટિએ આ સંચય ખૂબ મહત્ત્વપૂર્ણ છે.

પ્રજ્ઞાપુરુષ જયાચાર્યે સાડા ત્રણ લાખ શ્લોક પરિમાણનું સાહિત્ય રચ્યું હતું હજી તે પૂરું પ્રકાશિત પણ નથી થયુ. પ્રકાશિત થયા પછી પણ એ સંપૂર્ણ સાહિત્યનું વાચન સહજ-સરળ નથી. પરંતુ આ પ્રતિનિધિ ગ્રંથ વાંચીને સમગ્ર સાહિત્યનો સ્પર્શ અને વિમર્શ કરી શકાય તેમ છે. એમની નિર્વાણ-શતાબ્દીના અવસરે એમની તપઃપૂત વાણીને જનતા સમક્ષ પ્રસ્તુત કરતાં અમે અનિર્વચનીય આનદ અનુભવી રહ્યા છીએ.

મોમાસર, —આચાર્ય તુલસી

૨૪ જાન્યુઆરી, ૧૯૮૧ —યુવાચાર્ય મહાપ્રજ્ઞ

# અનુક્રમ

# आदि मंगलम्

सिद्धाणं णमो किच्चा संजयाणं च भावओ ।
अत्थधम्मगइं तच्चं अणुसट्ठि सुणेह मे ।।

जं मे बुद्धाणुसासंति, सीएण फरुसेण वा ।
मम लाभो त्ति पेहाए, पयओ तं पडिस्सुणे ।।

## ॐकार

१. ॐ नमः अरिहंत अतनु, आचारज उवझाय ।
मुनी पंच परमेष्ठी ए, ॐकार रै माय ।।

## नमस्कार-महामंत्र

२. नमूं देव अरिहंत नित, जिनाधिपति जिनराय ।
द्वादश गुणे सहित जे, वंदू मन वच काय ।।

३. नमूं सिद्ध गुण अष्ट युत, आचारज मुनिराज ।
गुण षड्तीश संयुक्त जे, प्रणमूं भवदधि पाज ।।

४. प्रणमूं फुन उवज्झाय प्रति, गुण पणवीस उदार ।
नमूं सर्व साधू निमल, सप्तवीश गुण सार ।।

५. नवकरवाली नां जिके, मिणिया जगत मझार ।
एक-एक जे गुण तणों, इक-इक मिणियो सार ।।

સિદ્ધો અને સંયત-આત્માઓને ભાવપૂર્વક નમસ્કાર કરીને, અર્થ (સાધ્ય) અને ધર્મનું જ્ઞાન કરાવનાર તથ્યપૂર્ણ અનુશાસનની હું પ્રરૂપણા કરું છું – તે સાંભળો.

'જ્ઞાની (આચાર્ય) જે કોમળ કે કઠોર ઉપદેશ મને કરે છે તે મારા લાભને માટે છે' — એમ સમજીને પ્રયત્નપૂર્વક તે ઉપદેશનો સ્વીકાર કરો.

ૐકારને નમસ્કાર. અરિહંત, અતનુ (સિદ્ધ), આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એ પાંચ પરમેષ્ઠી ૐકારમાં સમાયેલ છે. (૧)

હું પ્રતિદિન જિનાધિપતિ અર્હત્ દેવને નમસ્કાર કરું છું. તેઓ બાર ગુણ ધારણ કરનાર છે. મન, વચન અને કાયાથી હું તેમને વંદું છું. (૨)

આઠ ગુણોથી સંપન્ન સિદ્ધ ભગવંતોને હું પ્રણામ કરું છુ. ભવસાગરમાં સેતુરૂપ અને છત્રીસ ગુણોથી યુક્ત એવા આચાર્યને હું નમસ્કાર કરું છું. (૩)

વળી પચ્ચીસ ઉત્તમ ગુણોવાળા ઉપાધ્યાયને હું પ્રણમું છું. અને સત્તાવીશ ગુણો ધારણ કરતા સર્વ નિર્મળ સાધુઓને હું વંદન કરુ છું. (૪)

નવકારવાળીના એકસો આઠ મણકા હોય છે. એક એક ગુણનો એક એક મણકો સમજવો. (૫)

६. एक सौ अठ गुण सहित ए, परमेष्ठी पद पंच ।
ते तो भाव निक्षेप है, हूं प्रणमूं तज खंच ॥

## नमस्कार-मंत्र-महिमा

७. सुलभ रमणी राज लहै, वली सुलभ देवपणो जग है।
समकित सहित ए दुर्लभ सारं, इम जाण जपो श्री नवकारं ।

८. समकित चरण सहित नवकार धरै, तिको भवदधि गोपद जेम तरै ।
वारू शिव सुख नै ए सचकारं, इम जाण जपो श्री नवकारं ॥

९. शुद्ध एकाग्र चित तन मन सेती, पार पुगावै निपजाइ खेती ।
ध्यान सुधारस दिल धारं, इम जाण जपो श्री नवकारं ॥

१०. व्याधि अग्नि जल गज सिंह चौर नां, विषहर भय विकरालो ।
नवकार तणा प्रताप थी, दूर टले ततकालो ॥

## शरणं गच्छामि

११. अंतरंग अरि जीपवै करी, अरिहंत कहिये तास हो।
अ-रहंता, अ-रहंता—रैस छिपी नही,
पूजण जोग त्रिण जगत नै, वारु अर्हंत कहियै विमास हो ।
मुझ शरणों, मुझ शरणों थावो ते अर्हंत नो ॥

१२. बन्ध्या कर्म रूप इंधन प्रतै, शुक्ल ध्यान रूप अनलेह हो ।
दग्ध कीधा, दग्ध कीधा ते सिद्ध कहीजिए ।
मल रहित सुवर्ण सरीस ही, जसु आतम निमल अधिकेह हो ।
मुझ शरणों, मुझ शरणों थावो ते सिद्धां तणों ॥

પરમેષ્ઠી મંત્રના પાંચ પદ એકસો આઠ ગુણ સહિત છે. તે તો વાસ્તવિક સ્વરૂપે છે. તેથી હું કોઈ કદાગ્રહ વિના તેમને પ્રણમું છું. (૬)

જગમાં સુંદર સ્ત્રી કે રાજ્યની પ્રાપ્તિ સુલભ છે, વળી દેવત્વ મેળવવું પણ સહેલું છે; પરંતુ સમ્યક્ત્વ સાથે નમસ્કાર મંત્રની પ્રાપ્તિ થવી દુર્લભ છે. એમ સમજી શ્રી નવકારમંત્રનું સ્મરણ કરો. (૭)

જે સમ્યક્ત્વ અને ચારિત્રસહિત નવકારમંત્ર હૃદયમા ધારણ કરે છે, તે ગૌ-પદની માફક સંસારને તરી જાય છે. મુક્તિરૂપી સુખનો સાક્ષાત્કાર કરાવનાર છે એમ જાણી શ્રી નવકારમંત્રનો જાપ કરો. (૮)

શુદ્ધ અને એકાગ્ર ચિત્ત અને તન-મન દ્વારા કરેલ જાપ નીપજેલી ખેતીની જેમ ન્યાલ કરી દે છે એટલે દિલમાં ધ્યાનરૂપી સુધારસનું સિંચન કરીને શ્રી નવકારમંત્રનું સ્મરણ કરો. (૯)

નવકાર મંત્રના પ્રતાપે વ્યાધિ, અગ્નિ, જળ, હાથી, સિંહ, ચોર કે વિષધર નાગનો ભય પણ તત્કાળ દૂર થઈ જાય છે. (૧૦)

અંતરંગ અરિ એટલે દુશ્મનને જીતે છે તેથી તે અરિહંત કહેવાય છે. એમનાથી કોઈ રહસ્ય છૂપું રહેતું નથી તેથી અરહંત કહેવાય છે. ત્રણ જગતને પૂજવા લાયક છે તેથી અર્હત્ કહેવાય છે. તેવા અર્હંતનું મને શરણ મળો. (૧૧)

પૂર્વે ઉપાર્જિત કરેલા કર્મરૂપી ઇંધણને જેણે શુક્લ ધ્યાનરૂપી અગ્નિથી બાળી દીધાં તે સિદ્ધ કહેવાય. મલરહિત સુવર્ણની જેવો જેનો નિર્મળ આત્મા છે તે સિદ્ધનું મને શરણ હોજો. (૧૨)

१३. पंच इन्द्रिय दमण विषे जिके, अति तत्पर छै ऋषिराय हो।
वश कीधो, वश कीधो, दुष्ट हय मन जिणे॥
जीत्यो कंदर्प ना जे दर्प नै, सिद्धांत नै वच करी ताय हो।
मुझ शरणों, मुझ शरणों थावो तें साधु तणों॥

१४. केवलज्ञानी परूपियो, वारू तेहिज धर्म विचार हो।
हितकारी सुखकारी, सुगति तेह थी लहैं।
वले दुर्गति पड़ता जीव नें, धार राखै ते धर्म उदार हो।
मुझ शरणों, मुझ शरणों जिनाज्ञा धर्म नो॥



પાચ ઇન્દ્રિયોના દમન માટે જે અત્યંત યત્નશીલ છે, જેણે મનરૂપી અશ્વને વશ કર્યો છે, સિદ્ધાંતના જ્ઞાને કરી જેણે કામદેવના અભિમાનને ભાંગ્યુ છે તે સાધુ મહારાજનુ મને શરણુ હોજો. (૧૩)

ધર્મ તેને કહેવાય જે કેવળજ્ઞાની દ્વારા નિરૂપિત હોય, જે હિતકારી હોય, સુખ અને સદ્ગતિ આપનાર હોય, તે ઉદાર ધર્મ દુર્ગતિમાં પડતા જીવને ધારણ કરે છે – અટકાવે છે. એવા જિનાજ્ઞારૂપી ધર્મનું મને શરણુ હો. (૧૪)

# १ अनुशासन

## अनुशासन और धर्म

१५. परखो धर्म पुनीत
आण बिना नहीं अंश धरम नों, सूत्र सिद्धांत संगीत ।।

१६. लवण रहित जिम विरस रसंवती, सरस्वती वचन रहीत ।।

१७ दधि रहित जिम ओदन कहीजै, भोजन घृत रहीत ।।

१८. खांड रहित जिम मोदक जाणं, गंगोदक आधार रहीत ।।

१९. मद रहित ऐरावण हस्ती, ब्राह्मण वेद रहीत ।।

२०. परिवार रहित जिम नायक नरपति, पायक शस्त्र रहीत ।।

२१. फल रहित जिम वृक्ष न शोभे, भिक्षु तपस्या रहीत ।।

२२. वेग रहित नहीं शोभे तुरंगम, संगम प्रेम रहीत ।।

२३. वस्त्र रहित शृंगार न शोभे, अलंकार स्वर्ण रहीत ।।

२४. तिम जिन आज्ञा बिन धर्म न दीपै, निगम बतावै नीत ।।

## अनुशासन-संहिता

२५. रित माने गुरु शीख वनीत हि,
अश्व भद्र जिम वाहक रीतहि ।

પવિત્ર મનથી ધર્મની પરખ કરો. અનુશાસન વિના ધર્મનો અંશ પણ મળતો નથી. બધાં સૂત્ર અને સિદ્ધાંત આ વાતનું ગાન કરે છે. (૧૫)

મીઠા વિનાની રસોઈ, વાણી વિનાની સરસ્વતી, દહીં વિનાના ભાત, ઘી વિનાનું જેમ ભોજન, ખાંડ વિનાના લાડુ, પાત્ર વિના ગંગાજળ, મદ વિનાનો ઐરાવણ હાથી, વેદના જ્ઞાન વિનાનો બ્રાહ્મણ, પરિવાર-પ્રજા વિનાનો નાયક -નરપતિ, હથિયાર વિનાનો સિપાઈ, ફળ વિનાનું વૃક્ષ, તપ વિનાનો ભિક્ષુ-સાધુ, વેગ વિનાનો અશ્વ, પ્રેમ વિનાનો સંગમ, વસ્ત્ર વિનાનો શૃંગાર અને સોના વિનાના અલંકાર જેમ શોભે નહીં, તેમ તીર્થંકરના અનુશાસન વિના ધર્મ શોભે નહીં. નિગમો આ નીતિની ઘોષણા કરી રહ્યા છે. (૧૬) થી (૨૪)

જેવી રીતે અશ્વ-સવારની આજ્ઞાને ઉત્તમ અશ્વ સરળતાથી માને છે તેવી રીતે વિનીત શિષ્ય ગુરુના અનુશાસનને સ્વાભાવિક

कुशिष्य शीखावत श्रम गुरु लहिइ,
हय गलियार वाहक जिम कहिइ ॥

२६ अण पूछ्यो न वदे वच संचं, पूछ्यो अलिक वदे नहि रंचं ।
क्रोध असत्य-विफल कर लेहं, प्रिय अप्रिय वच सम धारेहं ॥

२७ सुगुरु सीख थी कोपे नांहीं, क्षांति धरै पंडित मन मांही ।
क्षुद्र पासत्था बाल संसग्गि, वर्जे क्रीडा हास उद्विग्गि ॥

२८ भ्रात ज्ञाति सुत इम मुझे, गिणै शीख गुणवान ।

## विनीत-अविनीत

२९. मिटै मिथ्यात मलिन जेहनों, समकित पामै सार ।
सतगुरु रा वनीत सुधरै, पामै मुगत दुवार ॥

३० ऊंडी तास आलोचना, गुणकर गहर गंभीर ।
निरमल भावै वरतता, ज्यूं गंगा नो नीर ॥

३१. एहवा शिष्य सुविनीत रो, सर्व कार्य में सार ।
गणपति नै आधार छै, धरा सहै जिम भार ॥

३२ आण आराधै सुगुरु नीं, कार्य विलंब रहीत ।
अंग चेष्टा प्रति ओलखै, ते सुगुणां सुवनीत ॥

३३. बलि न हुवै मुख नो अरी, भ्यंतर बाह्य प्रशांत ।
आचारज नै आगलै, सीखे अर्थ सुवांत ॥

સરળતાથી સ્વીકારે છે. જેવી રીતે વક્ર અશ્વને ચલાવવામાં અશ્વસવારને મહેનત કરવી પડે છે તેવી રીતે કુશિષ્યને શીખવવામાં ગુરુને મહેનત પડે છે. (૨૫)

વણપૂછ્યું કંઈ બોલે નહીં, પૂછે ત્યારે અસત્ય ન બોલે, ક્રોધને વશ કરે, પ્રિય-અપ્રિય બન્ને તરફ સમભાવ રાખે; (૨૬)

સદ્‌ગુરુ દ્વારા શિખામણ અપાય ત્યારે કોપ ન કરે, પંડિત પુરુષ મનમાં ક્ષમા ધારણ કરે, હલકા માણસોનો સંગ ન કરે, ઠઠ્ઠા-મશ્કરી અને રમતનો ત્યાગ કરે. (૨૭)

ગુણવાન પુરુષ ગુરુ દ્વારા ઉપદેશ પામી માને છે — ગુરુ મને સ્વજન, ભાઈ અને પુત્ર સમજીને વ્યવહાર કરે છે, તેઓ મારા ઉપકારી છે, કલ્યાણકર્તા છે. (૨૮)

જેનું મલિન મિથ્યાત્વ નાશ પામે છે, જે સારરૂપ સમ્યક્‌ત્વ પ્રાપ્ત કરે છે અને જે સદ્‌ગુરુ પ્રત્યે વિનમ્રતા દાખવે છે, તે સુધરી જાય છે. તેને માટે મુક્તિદ્વાર ખૂલી જાય છે. (૨૯)

એની (વિનીત શિષ્યની) આલોચના સૂક્ષ્મ હોય છે, તે ગુણ-ગંભીર હોય છે અને ગંગાના નીરની માફક તેના ભાવ નિર્મળ હોય છે. (૩૦)

જેવી રીતે પૃથ્વી બધો ભાર સહન કરે છે — બધી વસ્તુઓનો આધાર બને છે, તેવી રીતે વિનીત શિષ્ય આચાર્યનાં સઘળાં કાર્યોમાં આધારરૂપ બને છે. (૩૧)

જે સદ્‌ગુરુની આજ્ઞાનું પાલન કરે છે, સોંપેલ કાર્ય કરવામાં વિલંબ કરતો નથી અને અંગચેષ્ટા સમજી જાય છે, તે સદ્‌ગુણી પુરુષ સુવિનીત છે. (૩૨)

જે વાચાળ નથી હોતો, બહારથી અને અંદરથી પ્રશાંત હોય છે, જે સંયમી બનીને આચાર્યની પાસેથી આવશ્યક તત્ત્વોનું જ્ઞાન મેળવે છે તે વિનીત છે. (૩૩)

३४ अवनीत अजोग भमत जग मे, दिन-दिन दुख दोभाग।
छोड अविनो जैहर जाणी, लाग मुगत पंथ लाग॥

३५. काच भाजन अविनीतडो, कहो चोटा खमे केम।
सहै चोटां तो विनीत ही, कै हीरा कै हेम॥

३६ अवनीत गोलो मैण नो, तप्त गलै तत्काल।
सुविनीत गोलो गार नों, ज्यूं धमै ज्यू लाल॥

३७. अविनीत वृक्ष एरंडियो, अस्थिर ते करै कोप।
सुवनीत कल्पतरु समो, विनय नो बख्तर टोप॥

३८ टाकर करतल मुक्ष हणे, गाल दियै वध जान।
हितकारी वर शीख नै, पाप दृष्टि दिल मान॥

३९. निंदक भणी निसेधियां, सुण हिये सुगण हुलसंत।
दुमनो हुवै दुरात्मा, वेदल मन विलसंत॥

४० चोर निखेध्यां चोरटा, जार निखेध्यां जेह।
अधिक उदासी आदरै, ए विध जाणो ऐह॥

४१. उठवूं बैसवूं सयन करेवूं, आज्ञा सूं अवधार।
पर छंदे रहिवूं अति दोहिलो, छै अति खडग नीं धार॥

જે અનુશાસિત નથી હોતો તે અયોગ્ય હોય છે. તે સંસારમાં ભ્રમણ કરે છે અને પ્રતિદિન દુઃખ અને દુર્ભાગ્યને પામે છે. અનુશાસનહીનતાને વિષ સમાન સમજી છોડી દે અને મુક્તિના માર્ગ પર લાગી જા. (૩૪)

અવિનીત પુરુષ કાચના વાસણ જેવો છે. તે ચોટને કેવી રીતે સહન કરી શકે? હીરા અને સોનાની જેમ વિનીત જ સંઘર્ષ સહન કરી શકે છે. (૩૫)

અવિનીત શિષ્ય મીણના ગોળા જેવો છે, સહેજ તાપ લાગતાં જ પીગળી જાય. સુવિનીત માટીના ગોળા જેવો છે, જેમ જેમ તપાવવામા આવે તેમ તેમ રાતો બને — પાકો બને. (૩૬)

અવિનીત શિષ્ય એરંડાની માફક અસ્થિર હોય છે. તે તરત જ ગુસ્સે થઈ જાય છે. સુવિનીત કલ્પવૃક્ષ સમાન હોય છે. તે વિનયરૂપી કવચ-ટોપ ધારણ કરે છે. (૩૭)

ગુરુ દ્વારા કલ્યાણકારી ઉપદેશ આપવામાં આવે તોપણ અનુશાસનહીન પુરુષ માને છે — ગુરુ મારા પર હાથથી પ્રહાર કરી રહ્યા છે, તમાચો મારી રહ્યા છે. મને ગાળો આપી રહ્યા છે, હણી રહ્યા છે. (૩૮)

નિંદા કરવાથી રોકવામા આવે ત્યારે અનુશાસિત મુનિ હૃદયમા આનંદ અનુભવે છે, જ્યારે દુરાત્મા દુભાઈ જાય છે અને માનસિક તાણ અનુભવે છે. (૩૯)

જેવી રીતે ચોરને અને જાર પુરુષને ટોકવામાં આવે તો તે દુર્મનસ બની જાય છે, એવી રીતે અવિનીત પણ ટોકવામા આવે તો અધિક અક્કડ બની જાય છે. (૪૦)

આજ્ઞા પ્રમાણે ઊઠવું, બેસવું, સૂવું ખૂબ મુશ્કેલ છે. બીજાની ઇચ્છા પ્રમાણે વર્તવું દુષ્કર છે. સાચે જ તે ખડ્ગની ધાર ઉપર ચાલવા જેવું છે. (૪૧)

## अनुशासन : समस्या और समाधान

४२ शिष्य उवाच—

हो जी स्वामी ! शरण आयो गणनाथ ! सीखड़ली आछी आपो।
परम उपकारी मुझ आप, अविचल सुख थिर पद थापो ।।

४३ गुरु उवाच—

हां रे चेला ! सुवनीतां रो कीजै संग, वारु जस कीरत बाधे।
हां रे चेला ! चरण समकित दिढ होय, ज्ञानादिक वर गुण लाधे ।।

४४ शिष्य उवाच—

हो जी स्वामी ! अवनीत हित करै आय, ललचावै मीठो बोली।
हो जी स्वामी ! स्यूं करिवो गणनाथ ! आखीजै सीख अमोली ।।

४५ गुरु उवाच—

हा रे चेला ! मन मे विचारणो एम,
दुखदाई क्षुद्र घणो है।
हां रे चेला ! (इण स्यूं) पीत किया पत जाय,
गणि स्यूं प्रतनीकपणो है ।।

४६ हां रे चेला ! हित करणो नर देख, गणपति नी कुरब निहारी।
हा रे चेला ! परम विनीत सपेख, तसु सगति शिव पटशाली ।।

४७ शिष्य उवाच—

हो जी स्वामी ! गणपति सुगुरु सुजान, सीखडली दै किण वारे।
हो जी स्वामी ! कोमल कठिन विचार, चितवणो स्यू तिण वारे ।।

શિષ્ય કહે છે –

હે ગુરુદેવ! હું આપના શરણે આવ્યો છું. મને આપ બોધ આપો. આપ મારા પરમ ઉપકારી છો. આપ મને અવિચળ સુખરૂપી શાશ્વત પદમાં સ્થિર કરો. (૪૨)

ગુરુ –

હે શિષ્ય! અનુશાસિત વ્યક્તિઓનો સંગ કરજે, જેથી યશ વધે, ચારિત્ર્ય અને સમ્યક્ત્વ દૃઢ થાય અને જ્ઞાનાદિ ઉત્તમ ગુણો પ્રાપ્ત થાય. (૪૩)

શિષ્ય –

ગુરુદેવ! કોઈ અવિનીત વ્યક્તિ આવી મારા તરફ સ્નેહ દર્શાવે, મીઠું મીઠું બોલી લલચાવે ત્યારે મારે શું કરવું? એ વિશે આપ મને અમૂલ્ય શિખામણ આપો. (૪૪)

ગુરુ –

હે શિષ્ય! (તે વેળાએ) મનમાં વિચારવું કે 'આ અનુશાસનહીન વ્યક્તિ દુઃખ આપનાર અને હલકી બુદ્ધિ ધરાવે છે.' એની સાથે પ્રીતિ રાખવાથી શ્રદ્ધાનો નાશ થાય છે અને ગુરુ પ્રત્યે વિરોધ-ભાવ પેદા થાય છે. (૪૫)

હે શિષ્ય! મનુષ્યને ઓળખી તેની સાથે સંબંધ બાંધવો જોઈએ. આચાર્ય તેનું કેટલું મૂલ્ય આંકે છે તે પણ જોઈ લેવું જોઈએ. જે પરમ વિનીત-અનુશાસિત છે તેનો સંગ મોક્ષરૂપી મંદિરની પીઠિકા સમાન છે. (૪૬)

શિષ્ય –

ગુરુદેવ! આચાર્ય ક્યારેક કોમળ કે કઠોર વચનોથી પણ ઉપદેશ આપે, તે સમયે શું વિચાર કરવો જોઈએ? (૪૭)

४८ गुरु उवाच—

हां रे चेला ! मुझ हित काज महाराज, सीखड़ली मुझ नैं देवै ।
हां रे चेला ! साधण शिवपुर राज, सुवनीत इसी मन वेवै ।।

४९. शिष्य उवाच ।

हो जी स्वामी! क्रोध आवै किण वार, किण विध ते निरफल कीजे ।

५०. गुरु उवाच—

हां रे चेला ! क्रोध कटुक फल न्हाल,
समता रस मन में पीजे ।।

५१. शिष्य उवाच—

हो जी स्वामी ! सर्व पांती रो आहार,
विगयादिक पांती रो खावै ।
हो जी स्वामी ! सुवनीत सुख वेदंत,
तो ओ दुख वेदै किण न्यायै ।।

५२. स्वाम भिक्षु गण सार, नरकादिक ना दुख छेदै ।
भाग्य योग आयो हाथ, किण कारण औ दुख वेदै ।।

५३. चरण रयण चित्त चंग, चिन्तामणि चिंता चूरे ।
ते पिण आयो हाथ, किण कारण औ हिवै झूरे ।।

५४. हो जी स्वामी ! मुझ पर करो प्रसाद,
वीनतड़ी मुझ मानीजै ।
हो जी स्वामी ! कहितां किलामना न होय,
(तो) किरपा कर आप कहीजै ।।

શિષ્ય! આચાર્યદેવ મારા હિત માટે, મને મોક્ષ પ્રતિ દોરી જવા માટે ઉપદેશ આપી રહ્યા છે – એમ ચિંતવવું જોઈએ. (૪૮)

ગુરુદેવ! ક્યારેક ક્યારેક મને ગુસ્સો આવી જાય છે. તેને કેવી રીતે દૂર કરું? (૪૯)

શિષ્ય! ક્રોધનાં કડવાં પરિણામ નિહાળીને સમતારસનું પાન કરવું. (૫૦)

ગુરુદેવ! બધા મુનિઓ પોતપોતાના ભાગે પડતો આહાર અથવા સરસ આહાર કરે છે ત્યારે અનુશાસિત વ્યક્તિ સુખ અનુભવે છે. તો પછી આ (અવિનીત) દુઃખ કેમ અનુભવે છે? (૫૧)

ગુરુદેવ! દુઃખોનો ઉચ્છેદ કરનાર આ મુનિગણ ભાગ્યયોગે પ્રાપ્ત થયેલ છે, છતાં તે (અવિનીત) દુઃખ કેમ અનુભવે છે? (૫૨)

ગુરુદેવ! ચારિત્રરૂપી રત્ન ચિંતામણિની માફક ચિંતાનો ચૂરો કરી નાખે છે, તે હાથમાં આવ્યા છતાં તે સંતાપ કેમ કરે છે? (૫૩)

ગુરુદેવ! મારા પર કૃપા કરો. મારી વિનંતીનો સ્વીકાર કરો. જો આપને કહેવામાં કષ્ટ ન થાય તેમ હોય તો મને કૃપા કરી સમજાવો. (૫૪)

५५ गुरु उवाच—

हां रे चेला ! इण रै शब्दादिक नी चाय, मन मांही अधिक उमेदै ।
हां रे चेला ! जोग मिले नही ताय, तिण कारण ओ दुख वेदै ।।

५६ हां रे चेला ! क्रोधादिक च्यार कषाय,
ज्ञानादिक गुण नै भेदै ।
हां रे चेला ! (तिण रै) जवर कषाय नों जोर,
तिण कारण ओ दुख वेदै ।।

५७. हां रे चेला ! जश हेतु विनय विचार,
ते (पिण) इण स्यूं करणी नावै ।
हां रे चेला ! अवनीतां रो जश नही होय,
तिण कारण ए सीदावै ।।

५८ हां रे चेला ! इण री प्रकृति अधिक अजोग,
गुरु स्यूं पिण नांही मिलावै ।
हां रे चेला ! मन मान्था काज न होय,
तिण कारण ओ दुख पावै ।।

५९. हां रे चेला ! आहारादिक नीं एह, लोलपणां नी मन में ल्यावै ।
हां रे चेला ! पांती में नहिं संतोष, तिण कारण ओ दुख पावै ।।

६०. हां रे चेला ! स्त्रीयादिक ना संग, परचा थी ओ अधिको रीझै ।
हां रे चेला! ते पिण न मिले जोग, तिण कारण ओ दुख पावै ।।

६१. हां रे चेला! गुरु सूं प्रकृति मिलै नांय, गणपति रा गुण जन गावै ।
इण नै नहीं रै सुहाय, तिण कारण ओ दुख पावै ।।

શિષ્ય! તે શબ્દ આદિ પોતાને મનગમતા વિષયોની ઇચ્છા મનમાં રાખી રહ્યો છે, તેની પ્રાપ્તિ થતી નથી, એટલે તે દુઃખ અનુભવે છે. (૫૫)

શિષ્ય! ક્રોધ વગેરે ચાર કષાયો જ્ઞાનાદિ ગુણોનો નાશ કરે છે તેનામાં કષાયોની પ્રબળતા છે. એટલે તે દુ ખ અનુભવે છે. (૫૬)

શિષ્ય! યશનું કારણ છે વિનય (અનુશાસન). તે પણ તેનાથી થઈ શકતો નથી. તેથી તેને યશ મળતો નથી, એટલે તે ખિન્ન બને છે. (૫૭)

શિષ્ય! એની પ્રકૃતિ ખૂબ જ વિપરીત છે. તે ગુરુની સાથે પણ પોતાની પ્રકૃતિનો મેળ બેસાડતો નથી. એના મનનું ધાર્યું થતું નથી, એટલે તે દુ:ખનો અનુભવ કરે છે (૫૮)

શિષ્ય! તે ભોજન આદિમાં લોલુપતા રાખે છે. પોતાને મળતા ભાગમાં તે સંતોષ પામતો નથી. તેથી તે દુઃખ અનુભવે છે. (૫૯)

શિષ્ય! તે સ્ત્રીઓના પરિચય અને સંસર્ગમાં રાચ્યો રહે છે. પણ તેનો તેને યોગ થતો નથી. તેથી તે દુ.ખી રહે છે. (૬૦)

શિષ્ય! ગુરુ સાથે એના સ્વભાવનો મેળ નથી. લોકો ગુરુનાં ગુણગાન કરે છે. તે એનાથી સહન થતું નથી. એટલે તે દુ:ખી છે. (૬૧)

६२ हां रे चेला ! गुरु भक्ता सुवनीत, तिण रा पिण गुण जन गावै ।
हां रे चेला ! ते पिण नहीं रे सुहाय, तिण कारण ओ कुमलावै ॥

६३ हां रे चेला ! गण में रंगरत्तो नांय, गण रा पिण गुण जन गावै ।
हां रे चेला ! ते पिण नहीं रे सुहाय, तिण कारण ओ सीदावै ॥

६४. हां रे चेला ! अवनीत दुष्ट अजोग, तिण नै पिण जो विसरावै ।
हां रे चेला! खांच लेवै आप मांय, तिण कारण ओ दुख पावै ॥

६५ हां रे चेला ! दीक्षा ले सूंपणो आय, सुवनीत मरजादा सेवै ।
हां रे चेला! इण रै पोते राखण री हांम, तिण कारण ओ दुख वेवै॥

अनुशासन के प्रसंग : आचार्य भारमलजी

६६. किसनांजी री प्रकृति करड़ी जाणी, भारीमाल भणी वदे वाणी ।
संजम लायक नहीं तुझ तात, तूं तो उत्तम जीव विख्यात ॥

६७. तुज मन मुज पास रहवा रो, कै निज जनक कनै जइवा रो ।
इम पूछ्यो भिक्खु धर पेम, भारीमाल उत्तर दिये एम ॥

६८. हूँ तो आप कनै रहस्यूं ताम, म्हारै तात थकी कांइ काम ।
संजम पालस्यूं रूड़ी रीत, मोने आप तणी परतीत ॥

६९ किसनोजी कहै मुझ ने नहीं लेवो,
तो म्हारो पुत्र मोनें सूंप देवो ।

७०. भिक्खू कहै पुत्र ए थारो,

શિષ્ય ! કેટલીક વ્યક્તિઓ ગુરુ-ભક્ત અને અનુશાસિત હોય છે. લોકો તેમનાં પણ ગુણગાન કરે છે. તે પણ તેને સારું લાગતું નથી. એટલે તે દુઃખી થાય છે. (૬૨)

શિષ્ય ! તે ગણ(સમુદાય)માં અનુરક્ત નથી. લોકો ગણનાં ગુણગાન કરે છે. તે તેને સારુ લાગતુ નથી એટલે તે ખિન્ન થઈ જાય છે (૬૩)

શિષ્ય ! કદી કોઈ અનુશાસનહીન, ઉદ્દડ અને અયોગ્ય વ્યક્તિની ખામીઓ દર્શાવે છે તો તે પોતાના માથે ઓઢી લે છે અને દુઃખી થાય છે. (૬૪)

શિષ્ય ! 'કોઈને દીક્ષા આપીને ગુરુને સોંપી દેવો' – અનુશાસિત આ મર્યાદાનુ પાલન કરે છે જ્યારે અનુશાસનહીન દીક્ષિતને પોતાની પાસે રાખવા ઇચ્છે છે એટલે તે દુઃખી થાય છે. (૬૫)

આચાર્ય ભિક્ષુએ શિષ્ય ભારમલને કહ્યુ – 'તારા પિતા કિસનોજી બહુ કઠોર સ્વભાવના છે, તે સંયમ ધારણ કરવા માટે યોગ્ય નથી પરંતુ તું ખૂબ જ ઉત્તમ જીવ છે.' (૬૬)

આચાર્ય ભિક્ષુએ ખૂબ પ્રેમપૂર્વક પૂછ્યું – 'તું મારી પાસે રહેવા માગે છે કે તારા પિતા પાસે ?' મુનિ ભારમલે ઉત્તર આપતાં કહ્યું – (૬૭)

'મારે મારા પિતાનુ શું કામ છે ? હું આપની પાસે રહીશ અને રૂડી રીતે સંયમની સાધના કરીશ. મને આપનો પૂરો વિશ્વાસ છે.' (૬૮)

કિસનોજીએ કહ્યુ – 'જો તમે મને તમારી સાથે રાખવા ન માગતા હો તો મારો પુત્ર મને પાછો સોંપી દો.' (૬૯)

આચાર્ય ભિક્ષુ બોલ્યા – 'આ રહ્યો તમારો પુત્ર. જો તે તમારી સાથે આવે તો લઈ જાઓ. હુ તેને રોકીશ નહીં.' (૭૦)

७१. भारीमाल पिता नै भाखै, किसनांजी री काण नहीं राखै।
थारा हाथ तणों अन पाण, म्हारै जावजीव पचखाण ॥

७२. भारीमाल अभिग्रह कियो भारी, दिन दोय निसरिया तिवारी।
रह्या सुर गिर जेम सधीरा, हलुकर्मी अमोलक हीरा ॥

७३. तब बाप थाको तिण वार, भिक्खू ने आण सूंप्या उदार।
थां स्यूं इज राजी छै एह, म्हां स्यूं तो नहीं मूल स्नेह ॥

## अनुशासन के प्रसंग : आचार्य भारमलजी

७४. भारीमाल नै भिक्खू भाखै, सांभल सुखकारी।
काढै खूंचणो गृहस्थ कोई, तेलो डंड त्यारी ॥

७५. भारीमाल भाखै भिक्खू नैं, साचो कहै सारी।
तब तो तेलो तंत खरो, पिण धेष जगत धारी ॥

७६. झूठो नाम लियै कोई जन, लागू अति लारी।
स्यूं करिवो ते स्वाम प्रकाशो, आज्ञा अधिकारी ॥

७७. भिक्खू कहै जो साचो भाखै, तो तेलो त्यारी।
अण हुंतोई आल दियै तो, संचित संभारी ॥

७८. पूर्व संचित पाप उदय नों, तेलो तंत सारी।
स्वामी नो वच सरध कियो, कर जोड़ अंगीकारी ॥

## अनुशासन के प्रसंग : तेरापंथ की प्रथम साध्वियां

७९. तीन बायां त्यारी हुई, संजम लेवा साथ।
भिक्खू रिख भाखै भली, सुन्दर सीख साख्यात ॥

[કિસનોજી મુનિ ભારમલને બળપૂર્વક પોતાની સાથે લઈ ગયા. પછી –]

મુનિ ભારમલજીએ પોતાના પિતા કિસનોજીને નિર્ભયપણે કહ્યું – 'આપના હાથનું અન્ન ખાવાની મારે આજીવન બાધા છે.' (૭૧)

મુનિ ભારમલજીએ આ રીતે ભારે અભિગ્રહ કર્યો. બે દિવસના ઉપવાસ થઈ ગયા. તેઓ પોતાના સત્યાગ્રહમાં મેરુ પર્વતની માફક અડગ રહ્યા. તેઓ હળુકર્મી હતા, અમૂલ્ય રત્ન સમાન હતા. (૭૨)

કિસનોજી મનાવી મનાવીને થાકી ગયા, પરંતુ ભારમલજી એકના બે ન થયા. ત્યારે કિસનોજી મુનિ ભારમલજીને સાથે લઈને આચાર્ય ભિક્ષુ પાસે ગયા અને બોલ્યા – 'આ આપની પાસે જ રહેવા રાજી છે, મારી ઉપર તો એને મુદ્દલ સ્નેહ નથી. તેને આપ જ રાખો.' (૭૩)

આચાર્ય ભિક્ષુએ ભારમલને કહ્યું – 'જો કોઈ ગૃહસ્થ તારી ટીકા કરશે તો એક અઠ્ઠમ (ત્રણ દિવસના સળંગ ઉપવાસનુ તપ) કરવો પડશે.' (૭૪)

ભારમલજીએ કહ્યું – 'જો કોઈ વ્યક્તિ સાચેસાચ દોષ બતાવે તો તો અઠ્ઠમ કરવો યોગ્ય છે. પરંતુ લોકો તો આપણો દ્વેષ કરે છે. (૭૫)

ઘણા લોકો આપણી પાછળ પડેલા છે. જો કોઈ ખોટેખોટો આક્ષેપ કરે તો મારે શું કરવું જોઈએ? શું મારે અઠ્ઠમ કરવો જોઈએ? તે વિશે આપ પ્રકાશ પાડો.' (૭૬)

આચાર્ય ભિક્ષુ બોલ્યા — 'જો દોષ હોય અને કોઈ આક્ષેપ કરે તો અઠ્ઠમ કરવો જ જોઈએ. પણ જો દોષ ન હોય તોપણ કોઈ આક્ષેપ કરે તો પૂર્વ-સંચિત કર્મ ખપાવવા માટે અઠ્ઠમ કરુ છું એમ માનવું જોઈએ.' ભારમલજીએ હાથ જોડીને આચાર્ય ભિક્ષુનાં વચનોને આદરપૂર્વક સ્વીકાર્યાં. (૭૭-૭૮)

ત્રણ મહિલાઓ સાધુદીક્ષા લેવા તૈયાર થઈ ત્યારે આચાર્ય ભિક્ષુએ તેમને અનુશાસનની ભાષામા કહ્યું – (૭૯)

८०. संजम लेवो साथ जिण, पिण तीनां नै पेख ।
वियोग एक तणो हुवा, स्यूं करिवो सुविसेख ॥

८१. संलेखणा करणी सही, त्यां दोयां नै तास ।
करार पक्को इम करी, सजम दीधो स्वाम ॥

अनुशासन के प्रसंग : मुनि सदानन्दजी

८२. दोय पहोर दिन चढ्यो आसरै, लघु सदान प्रति वाय ।
पूज कनै रहितां किण ही सूं, तांण न कीजै ताय ॥

८३. पूज तणी मुरजी आराधै, करे सोलायो काम ।
पिण कारज में नटणों नाहीं, उत्तम सीख अमाम ॥

८४. किण ही सूं परचो मत कीजै, घणो बोलणो नांय ।

अनुशासन के प्रसंग : मुनि शिवजी

८५. इक दिन न सुणी हाजरी, जय गणिवर पूछंत ।
दाख मर्यादा नीं वारता, क्यूं न सुणी शिव संत ॥

८६. कहै शिव—रुखवाली कारण, राख्यो मांणक ताय ।
मुझ मन अति सुणवा तणों, कहूं केम मुनिराय ॥

८७. जय कहै—अवर मुनी भणी, रुखवाली राखंत ।
मुझ भणी क्यूं न जताबियो, अब मत कर मन चिंत ॥

८८. दिवस दूसरे हाजरी, जय वांचंता जाण ।
शिव सुणी कर लिखी सही, लियो निकट वैसांण ॥

'તમે ત્રણે એકસાથે દીક્ષા લેવા ઇચ્છો છો, પરંતુ જો ત્રણમાંથી કોઈ એકનો વિયોગ થાય તો શું કરશો? તો બાકીની બન્નેએ સંલેખના કરવી પડશે.' (૮૦)

એવી પાકી કબૂલાત કરાવીને સાધુદીક્ષા આપી. (૮૧)

મુનિ સ્વરૂપચંદજીએ બે પહોર દિવસ ચઢતાં બાળમુનિ ભવાનજીને કહ્યું, 'આચાર્ય મહારાજ પાસે રહો ત્યારે કોઈની સાથે વાદવિવાદ કે ખેંચતાણ ન કરવાં. (૮૨)

આચાર્યજીની કૃપા મેળવવી. તેઓ જે કામ બતાવે તે કરવું, ના ન પાડવી.' આ એમની ઉત્તમ શિખામણ હતી. (૮૩)

કોઈનીય સાથે સ્નેહ-રાગરૂપ પરિચય ન કેળવવો. બહુ બોલવું નહીં, મિતભાષી બનવું. (૮૪)

મુનિ શિવજીએ એક દિવસ મર્યાદાપત્રનું વાચન ન સાંભળ્યું. જયાચાર્યે પૂછ્યું, 'તું મર્યાદાવાચન વખતે કેમ ન આવ્યો? તેં કેમ તે સાંભળ્યુ નહીં?' (૮૫)

મુનિ શિવજીએ કહ્યું, 'મુનિ આણેકે મને ચોકી કરવા કહેલું તેથી સાંભળવાની ઇચ્છા હોવા છતાં હું કેવી રીતે આવી શકું?' (૮૬)

જયાચાર્ય બોલ્યા, 'ચોકી માટે કોઈ બીજા સાધુને ત્યાં મૂકી શકાત. તેં મને કેમ ન જણાવ્યું? ખેર! હવે તેની ચિંતા કરીશ નહીં.' (૮૭)

બીજે દિવસે ફરી મર્યાદાપત્રનું વાચન થયુ ત્યારે જયાચાર્યે યાદ કરીને શિવજીને પોતાની પાસે બેસાડી દીધો. (૮૮)

## अनुशासन के प्रसंग : ऋषिराय

८६. खामी पड्यां बहु जन मझै, गुरु चोड़े निखेदे सुन्याया।
अवनीत मुख बिगाड दे, सुवनीत रे हर्ष सवाया॥

६०. भारीमाल ईड़वा मझै, परषदा मे निखेद्या सवाया हो।
ते मुनिवर कहै स्वाम नै, मोंने छाने कहो ऋषिराया हो॥

६१. ताम स्वाम भारीमालजी, सतयुगी मुनि नै बोलाया हो।
सुणो खेतसीजी! ए इम कहै, मोने छाने कहो ऋषिराया हो॥

६२. छानै कहां म्है किण विधे, हिवै तो चोडै कहिवो सवाया हो।
इम सुण नै ऋषिरायजी, हद सीख धार पद पाया हो॥

## अनुशासन के प्रसंग : मुनि वेणीरामजी

६३. भिक्षु स्वाम पीपाड़ में, वेणीरामजी ने बोलाया हो।
दोय तीन वार हेलो पाडियो, पिण बोल्या नहीं ऋषिराया हो॥

६४. लूणावत गुमानजी तेह नै, इम स्वाम भिक्षु बोल्या वाया हो।
"वेणो छूटतो दीसे अछै", जब गुमानजी त्यां पासे आया हो॥

६५. कही स्वाम भिक्षु नीं वारता, सुण त्रास अधिक दिल पाया हो।
आय पगां पडिया स्वाम नै, अै तो सुवनीत महा मुनिराया हो॥

દોષ હોય તો ગુરુ લોકોની વચ્ચે પણ ઠપકો આપે — આ એક નીતિ છે. આવા સમયે અવિનીત મોં બગાડે છે, જ્યારે સુવિનીત (અનુશાસિત શિષ્ય) અધિક આનંદ પામે છે. (૮૯)

[વિ. સં. ૧૮૭૧ની ઘટના છે.] ઈડિવા(જિ. નાગોર)માં આચાર્ય ભારમલજી બિરાજમાન હતા. મુનિ ઋષિરાય (રાયચંદ) રાત્રિકાલીન વ્યાખ્યાન આપી રહ્યા હતા. તેઓ રામાયણના કોઈ પદ આગળ-પાછળ બોલી ગયા. ભારમલજી સ્વામીએ અંદર બેઠા જ મોટા અવાજે કહ્યું, 'રાયચંદ! શું ગપ્પાં મારી રહ્યો છે?' ઋષિરાયે વ્યાખ્યાન પૂરું થયા બાદ ભારમલજી સ્વામી પાસે જઈ કહ્યું, 'ગુરુદેવ! આપે મને અહીં એકાંતમાં કહેવું જોઈતું'તું. સભામાં ન કહ્યું હોત તો સારું થાત.' (૯૦)

તે વખતે આચાર્ય ભારમલજીએ મુનિ સતયુગીને બોલાવીને કહ્યું, 'જુઓ, રાયચંદ મને કહે છે - મને મારી ભૂલ એકાંતમાં બતાવો.' (૯૧)

'પરંતુ અમે એકાંતમાં શા માટે બતાવીએ? હવે તો વધુ ને વધુ લોકોની વચ્ચે કહીશું.' આ સાંભળી ઋષિરાયે કહ્યું, 'જેવી આપની મરજી.' (૯૨)

[વિ. સં. ૧૮૪૫ની ઘટના છે.] આચાર્ય શ્રી ભિક્ષુ પિપાડ-(જિ. જોધપુર)માં બિરાજી રહ્યા હતા. એમણે મુનિ વેણીરામજીને અવાજ કર્યો. બે-ત્રણ વાર બોલાવવા છતાં કંઈ જવાબ મળ્યો નહીં. (૯૩)

આચાર્ય ભિક્ષુએ ગુમાનજી લુણાવતને કહ્યું, 'લાગે છે કે 'વેણો' સંઘમાં નહીં રહી શકે.' આ સાંભળી ગુમાનજી મુનિ વેણીરામજી પાસે ગયા. (૯૪)

આચાર્ય ભિક્ષુનાં વચનો તેમને કહી સંભળાવ્યાં. એ વાત સાંભળી તેમના મનમાં ખૂબ જ દુઃખ થયું. તેઓ જઈને આચાર્ય ભિક્ષુના ચરણોમાં આળોટી પડ્યા. તેઓ ખૂબ વિનીત હતા. (૯૫)

९६. स्वाम कहै हेलो पाडियो, हूं बोल्यो नहि किण न्याया।
वेणीरामजी कहै थे सुणियो नहीं, इणो विनय करी नै रिझाया॥

९७. कठिन वचन गुरु सीख दे, ते तो अमरित ज्यूं अधिकाया।
भाग्य दिशा म्हारी हुवै, जद सद्गुरु सीख सवाया हो॥

अनुशासन के प्रसंग : मुनि सोजीरामजी

९८. तीन ठाणे सोजीरामजी, बिण गुरजी लाधा में रहिवाया।
राजनगर आया पूज आगलै, सुण स्वाम संतां नै बोलाया॥

९९. कोई वंदणा कीज्यो मती, हिवै सोजीरामजी आया।
देखे सर्व साधू साधवी, पिण किण नहीं शीश नमाया॥

१००. पछै आया पूज पगां लागिया, भारीमाल हुक्म फरमाया।
जद वंदणां कीधी साध साधव्यां, निखेदी तसु दंड दिराया॥

१०१. सतजुगी नै वेणीरामजी, कने हेम अने ऋषिराया।
गण-स्तंभ ज्यूं च्यारूं महागुणी, उपशाव सह्या तब माया॥

१०२. गणधार छूरा ज्यांरी सुजा, ते पिण मान अहंकार मिटाया।
तो औरां री कुणली चली, गुरु सर्व ऊपर कहिवाया॥

આચાર્ય ભિક્ષુ બોલ્યા, 'મેં તને બોલાવ્યો તો તું કેમ બોલ્યો નહીં?' મુનિ વેણીરામજી બોલ્યા, 'ગુરુદેવ! મેં સાંભળ્યું જ નથી. નહીં તો આપ બોલાવો અને હું ન બોલુ એવું બને જ કેમ?' એમણે વિનમ્રતા દ્વારા આચાર્ય ભિક્ષુને રાજી કરી દીધા. (૯૬)

ગુરુ કઠોર વચન દ્વારા અનુશાસન કરે છે. તે તો અમૃતથીય અધિક મધુર હોય છે. જ્યારે પ્રબળ ભાગ્યોદય થાય છે ત્યારે જ સદ્ગુરુ અનુશાસન કરે છે. (૯૭)

[વિ. સં. ૧૮૭૭ની ઘટના છે.] મુનિ મોજીરામજી લાવા સરદારગઢમાં થોડા દિવસ રોકાયા. આચાર્ય શ્રી ભારમલજી નહોતા ઇચ્છતા કે તેઓ ત્યાં રહે. પણ તેઓને આ વાતની જાણ ન હતી. તેઓ ત્યાંથી વિહાર કરી રાજનગરમાં આચાર્યવર પાસે પહોંચ્યા. આચાર્યવરે સાધુઓને બોલાવી કહ્યું, 'મોજીરામજી આવી રહ્યા છે.' (૯૮)

'કોઈએ એમને વંદના કરવી નહીં.' સાધુ-સાધ્વીઓ તેમને આવતા જોઈ રહ્યાં, પણ કોઈએ મસ્તક નમાવ્યું નહીં. (૯૯)

તેમણે આચાર્યવરને કહ્યું, 'ગુરુદેવ! હું જાણવા ઇચ્છું છું કે મારી કઈ ભૂલ થઈ છે?' આચાર્યવર બોલ્યા, 'તું લાવા સરદાર-ગઢમાં કેમ રહ્યો?' એમણે કહ્યું, 'મને આપની લાગણીની જાણ હોત તો હું ન રહેત. મારી ભૂલ થઈ છે, તો ક્ષમા કરો.' આથી આચાર્યવરે એમના મસ્તક પર હાથ મૂક્યો અને સાધુ-સાધ્વીઓને એમને વંદન કરવા માટે આજ્ઞા કરી. મુનિ મોજીરામજીને પ્રાયશ્ચિત્ત આપી નિર્મળ બનાવ્યા. (૧૦૦)

મુનિ સતજુગી, વેણીરામજી, હેમરાજજી અને ઋષિરાય ચારે મહા ગુણી, ગણના સ્તંભ સમાન હતા. એમણે નિશ્ચલ મન અને સમભાવપૂર્વક અનુશાસન સહન કરેલ. (૧૦૧)

જેમના ખભે શાસનની ધુરાનો ભાર હતો એવા તેરાણે પણ અનુશાસન વેળાએ અહંકાર ભાવ દર્શાવ્યો ન હતો. તો બીજાની તો વાત જ શું કરવી? ગુરુ સર્વોપરી હોય છે. (૧૦૨)

१०३. अधिक तोल त्यांरो बध्यो, तीरथ च्यार सराया।
भारीमाल परशंसिया, चौड़े खमियां रा ए फल पाया ॥

१०४. आचारज नै कोप्या जाण नै, सुवनीत संत सुखदाया।
प्रसन्न करै मधुर वचन स्यूं, वले करै घणी नरमाया ॥

१०५. बुझावै क्रोध अग्नि सुगुरु तणीं, कर जोड़ वदे इम वाया।
आज पछै इसो काम हूं, वले कदे ही न करूं गुरुराया ॥

१०६. आज कृतारथ हूं थयो, मौंने निखेद्यो परषद मांह्या।
आज भलो भाण ऊगियो, मोने अमरित प्याला पाया ॥

१०७. आज म्हारी जागी दिशा, रत्न चिंतामणि पाया।
वृष्टि अमोलक रत्न री, वारु परिषद् मे वरसाया ॥

अनुशासन के प्रसंग : मुनि स्वरूपचन्दजी

१०८. बारह ऋषि सूं हेम ऋषि, गणपति दरसण कीध।
स्वाम प्रसंस करे तदा, वर उपगार प्रसिद्ध ॥

१०९. भारीमाल स्वामी तदा, वारु करी विचार।
अति प्रसन्न चित सुं कियो, सरूप नो सिंघाड ॥

११०. सरूप भाखै स्वामीजी ! निसुणो मुझ अरदास।
हेम सेवा करवा तणों, मो मन अधिक उल्लास ॥

१११. भारीमाल कहै हेम थी, बोलण रा पचखाण।
हेम भणी पण त्याग है, स्वाम कराया जाण ॥

એ બધાની કિંમત અધિક વધારે થઈ. ચારે તીર્થ – સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા –મા તેમની પ્રશંસા થઈ. આચાર્ય શ્રી ભારમલજીએ પણ તેમની પ્રશંસા કરી. આ પ્રત્યક્ષ ફળ હતું — ભરી સભામાં અનુશાસન ઝીલવાનુ. (૧૦૩)

આચાર્યને કોપાયમાન થયેલા જોઈને સુવિનીત મુનિ મધુર વચનથી તેઓને પ્રસન્ન કરે છે અને વિનય સાથે વધુ નમ્રતા ધારણ કરે છે. (૧૦૪)

ગુરુના કોપાગ્નિને બુઝાવવા તે બે કર જોડીને કહે છે, 'ગુરુદેવ! આજ પછી આવી ભૂલ હું કદી નહીં કરું.' (૧૦૫)

'આજ હું કૃતાર્થ થયો કે આપે મને સભા સમક્ષ અનુશાસન આપ્યુ. આજ મારે માટે ઉત્તમ સૂરજ ઊગ્યો છે. આપે મને અમૃતનો પ્યાલો પીવરાવ્યો છે. (૧૦૬)

'આજ મારું નસીબ ખૂલી ગયુ છે, મને ચિંતામણિ રત્ન મળ્યુ છે. સભા વચ્ચે મને અનુશાસન મળ્યુ તેથી મને તો લાગે છે જાણે મારા પર રત્નોની વર્ષા થઈ છે.' (૧૦૭)

મુનિ હેમરાજજીએ બાર સાધુઓ સાથે આચાર્ય ભારમલજીનાં દર્શન કર્યાં. આચાર્યવરે તેમણે કરેલા પરોપકારની પ્રશંસા કરી. (૧૦૮)

આચાર્યવરે અતિપ્રસન્ન થઈને, ખૂબ વિચારપૂર્વક, મુનિ સ્વરૂપચંદજીને અગ્રણી બનાવ્યા. (૧૦૯)

મુનિ સ્વરૂપચંદજીએ કહ્યું, 'ગુરુદેવ! મારી વિનંતી સાંભળો. મુનિ હેમરાજજીની સેવા કરવાની મારા મનમાં અધિક ભાવના છે. (એટલે હું અગ્રણી બનવા નથી માગતો.)' (૧૧૦)

આચાર્ય ભારમલજીએ કહ્યું, 'તમારે મુનિ હેમરાજજી સાથે બોલવાની બાધા.' અને મુનિ હેમરાજજીને કહ્યું, 'તમારે મુનિ સ્વરૂપચંદજી સાથે બોલવાની બાધા.' (૧૧૧)

११२. भाखै जीत सरूप नै, पूज्य तणी ए आण।
अगीकार कीजै सखर, लीजै संत सुजाण॥

११३. ताम सरूप अंगीकरी, स्वाम आण सुखकार।
इम चित्त प्रसन्न थी कियो, सरूप नो सिघाड़॥



એ વખતે મે (મુનિ જીતે) મુનિ સ્વરૂપને કહ્યું, 'આચાર્યવરની આજ્ઞા આપ શિરોધાર્ય કરો અને અગ્રણી બનીને એમના દ્વારા સોંપવામા આવનાર સહગામી સાધુઓનો સ્વીકાર કરો.' (૧૧૨)

મુનિ સ્વરૂપચંદજીએ (મારુ સૂચન માનીને) આચાર્યવરના વચનનો સ્વીકાર કર્યો. આચાર્યવરે પ્રસન્નચિત્તે એમને અગ્રણી બનાવ્યા (૧૧૩)

# २. नीतिसूत्र

भगवान् महावीर—

११४. अंध तणीं पर अंध करे जण, अंधकार ते कहिये।

केशी—

११५. तेह विषै बहु जीव रहै छै, कुण करस्यै उजवालो।
सगला लोक विषै प्राणी नै मेटी महातम कालो॥

गौतम—

११६. ऊगो विमल भानु सहु जन ने, प्रभा तणों करणारो।
ते करस्यै उद्योत सर्व-लोके प्राणि नै सारो॥

११७. ऊगो खीण-संसार थयो जसु, सर्वज्ञ जिन रवि सारो।
ते करस्यै उद्योत सर्व-लोके प्राणि नै सारो॥

प्रवचन का महत्त्व

११८. प्रवचन रेचन-औषधि लियां, नहि मिटियो हो जेहनों संताप।
रोग असाध्य छै तेहनें, पूरव संचित हो जेह निकाचित पाप॥

तप

११९. नृप बिन सैन शोभे नहीं, जीव बिना जिम देह।
रात्रि न शोभे चन्द्रमा बिना, तिम दया बिना तप एह॥

ब्राह्मण कौन?

१२०. ब्रह्म क्रिया पालै नहीं, नाम ब्राह्मण कहिवाय।
ते भव दधि निज पर भणी, तारण समरथ नाय॥

ભગવાન મહાવીર — જે આંધળાની જેમ લોકોને આંધળા બનાવી દે તે અંધકાર કહેવાય. (૧૧૪)

કેશી —

એ અંધકારમાં ઘણા જીવો રહે છે. કોણ પ્રકાશ કરશે? સમગ્ર લોકમાં પ્રાણીઓ માટે ઘોર અંધકારનો કોણ નાશ કરશે? (૧૧૫)

ગૌતમ —

સમગ્ર લોકમાં પ્રકાશ કરનાર વિમળ સૂર્યનો ઉદય થઈ ચૂકયો છે. (૧૧૬)

કેશીએ પૂછયું – કયો સૂર્ય?

ગૌતમ —

જેણે જન્મ-મરણનો ક્ષય કર્યો છે, તે સર્વજ્ઞરૂપી સૂર્ય(ભગવાન મહાવીર)નો ઉદય થઈ ગયો છે. તે બધા જીવો માટે પ્રકાશ કરશે. (૧૧૭)

પ્રવચનની રેચક ઔષધિ લેવા છતાં જેના મનનો સંતાપ ટળતો નથી તેનો રોગ અસાધ્ય સમજવો. એમ લાગે છે કે એનાં પૂર્વસંચિત પાપકર્મ ખૂબ જ સઘન હશે. (૧૧૮)

સેનાપતિ વિના જેમ સેના, જીવ વિના જેમ શરીર, અને ચન્દ્રમા વિના જેમ રાત્રિ શોભતી નથી, તેમ દયા (અહિંસા) વિના તપ શોભતું નથી. (૧૧૯)

જે બ્રહ્મનું પાલન કરતો નથી અને નામથી બ્રાહ્મણ કહેવરાવે છે તે પોતે ભવસમુદ્ર તરવા કે બીજાને તારવા સમર્થ નથી. (૧૨૦)

१२१. तपसी तप करिवे तनु दूबलो, दम्या छै इन्द्रिय विकार ।
मांस अनै लोही सोखव्यूं, रूड़ा व्रत तणो धरणहार ।।

१२२. कषाय अनल बुझायवै, पाम्यो छै सर्व समाध ।
ते प्रते कहूं छूं अम्है, माहण ब्राह्मण साध ।।

१२३. जिम कमल उदक विषै ऊपनो, जल करि नहीं लिपाय ।
इम अलिप्त काम थी तेहनै, अम्हे माहण-ब्राह्मण कहूं ताय ।।

विवेक ही धर्म है

१२४. कजिया झगडा राड, करवा तीखी घणी ।
मुंहढे मुहपति बांध, बाजे बाई समझणी ।।

१२५. गाल्यां गीत शराप, निन्दा करै पर तणीं ।
पर नां मर्म प्रकाश बाजै बाई समझणी ।।

१२६. बाह्य क्रिया देखाय, फिरै श्राविका बणी ।
अन्तर कपट विशेष, बाजै बाई समझणी ।।

१२७. मो सम कुण छै और, हूं छूं सभा मंडणी ।
मगरूरी बहुमान, बाजै बाई समझणी ।।

१२८. नव तत्त्व री नहिं ठीक, बणी बड़ धर्मणी ।
अहो निश आरत ध्यान, बाजै बाई समझणी ।।

१२९. नवकरवाली हाथ, ली निंदा तणी ।
अहो निश पर नीं बात, बाजै बाई समझणी ।।

તે તપસ્વી છે, જેણે તપસ્યા કરીને શરીરને દુર્બળ બનાવ્યુ છે, ઇન્દ્રિયવિકારોને શાંત કર્યાં છે, માંસ અને લોહી સૂકવ્યુ છે અને જે સમ્યક્ વ્રતોનો ધારણહાર છે. (૧૨૧)

કષાયરૂપી અગ્નિને બુઝાવીને જેણે સમાધિ પ્રાપ્ત કરી છે તેને હું માહણ, બ્રાહ્મણ કે સાધુ કહું છું. (૧૨૨)

જેવી રીતે કમળ જળમાં પેદા થયુ હોવા છતાં જળથી અલિપ્ત રહે છે, તેવી રીતે જે (કામથી પેદા થવા છતાં) કામથી અલિપ્ત રહે છે તેને હું બ્રાહ્મણ કહું છુ. (૧૨૩)

લડાઈ-ઝઘડા કરવામાં બહુ તત્પર અને મોં પર મુહપત્તી બાંધી લીધી કે બાઈ બહુ સમજદાર કહેવાય! (૧૨૪)

ગાળોથી જ ગીત ગાય છે, પારકાની નિંદા કરે છે અને બીજાનાં રહસ્યો ઉઘાડાં કરે છે — બાઈ બહુ સમજદાર કહેવરાવે છે! (૧૨૫)

માત્ર બાહ્યાચાર કરીને શ્રાવિકા બની જાય છે, પરંતુ અંદર તો કપટ ચાલે છે અને બાઈ સમજદાર કહેવરાવે છે! (૧૨૬)

'મારા જેવી બીજી કોણ છે? સભાનો શણગાર હુ જ છું.' એ પ્રમાણે ઘમંડ અને અભિમાન કરે છે. અને બાઈ બહુ સમજદાર કહેવરાવે છે! (૧૨૭)

નવ તત્ત્વનું ભાન નથી, મોટી ધાર્મિક બની બેઠી છે! દિવસ અને રાત આર્ત્ત ધ્યાન કરે છે અને બાઈ સમજદાર કહેવરાવે છે! (૧૨૮)

હાથમાં નિંદાની માળા (નવકારવાળી) છે, રાત-દિવસ પારકાની જ પંચાત કરે છે. અને બાઈ સમજદાર કહેવરાવે છે! (૧૨૯)

१३०. सामायिक पोषा मांय, करै विकथा घणी ।
न मानै किण री सीख, जाणै बाई समझणी ॥

शिक्षा-सूत्र

१३१. अथ हिव पंच स्थानके करी, जिणे शिक्षा न लभेह ।
मान, क्रोध, प्रमादे करी रोग आलस्य करेह ॥

१३२. अथ हिव अष्ट स्थानके करी, शिक्षा शील कहिवाय ।

१३३. न हंसे, इंद्रिय दमै सदा, मर्म प्रकाशे नांय ।
अशील विशील हुवै नहीं, अति लोलपी नहिं थाय ॥

१३४. अथ चउदश स्थानके करी, वर्तमान संजत ताहि ।
अवनीत कहिये तेहनें, निर्वाण पावै नाहि ॥

१३५. वार-वार क्रोधी हुवै, बहु अद्धा राखेह ।
मित्राइ करता नै वमै, श्रुत पामी नै मद करेह ॥

१३६. तिरस्कार करै अन्य भणी, मित्र थी पिण कोपेह ।
अति ही प्रिय मित्र जेहना, छल नै अवर्णवाद वदेह ॥

१३७. असंबद्ध भाषी द्रोही वली, मानी लोभी अनिग्रह जेह ।
असंविभागी अप्रीतिकारी, अबहुश्रुत तेहं ॥

शिक्षा का महत्त्व

१३८. कलावंत नर जे गुणी, कुल हीणो पिण होई ।
तो पिण शोभे सभा मझे, शास्त्र विषे अवलोइ ॥

સામાયિક અને પૌષધના સમયે કૂથલી કરે છે, કોઈ શિખામણ માનતી નથી. અને બાઈ સમજદાર કહેવરાવે છે. (૧૩૦)

ભગવાને કહ્યું છે —

શિક્ષાર્થી પાંચ કારણસર શિક્ષા મેળવી શકતો નથી — અહંકાર, ક્રોધ, પ્રમાદ, રોગ અને આળસ. (૧૩૧)

આઠ કારણોથી શિક્ષાર્થી શિક્ષાશીલ કહેવાય — (૧૩૨)

ઠઠ્ઠા-મશ્કરી ન કરે, સદા ઇન્દ્રિયોને પ્રશાંત રાખે, કોઈના રહસ્યનું ઉદ્‌ઘાટન ન કરે, ચારિત્ર-સંપન્ન હોય, ચરિત્રના દોષોથી મુક્ત હોય, અતિ લોલુપ ન હોય, અક્રોધી હોય અને સત્યાર્થી હોય તે શિક્ષાશીલ કહેવાય. (૧૩૩)

ચૌદ કારણોથી પુરુષ અનુશાસનહીન કહેવાય છે — ૧. જે વારંવાર ક્રોધ કરે છે. ૨. પૂર્વગ્રહ રાખે છે. ૩ મૈત્રી કરનાર સાથે મૈત્રી ન રાખે. ૪. જ્ઞાન મેળવી તેનો મદ કરે. ૫. બીજાઓનો તિરસ્કાર કરે. ૬. મિત્રો ઉપર પણ ક્રોધ કરે. ૭. ઘનિષ્ઠ મિત્રની પણ પીઠ પાછળ નિંદા કરે. ૮. અસંબદ્ધ ભાષણ કરે. ૯. દ્રોહ કરે છે. ૧૦. અહંકાર કરે છે. ૧૧. લોભી હોય છે. ૧૨. ઇન્દ્રિયો અને મનનો નિગ્રહ નથી કરતો. ૧૩. સંવિભાગ નથી કરતો. ૧૪. અપ્રીતિ કરે છે. — આવો પુરુષ અનુશાસનહીન કહેવાય છે. (૧૩૪–૧૩૭)

કળામાં કુશળ અને ગુણવાન માણસ નીચા કુળનો હોય તો પણ સભામાં શોભે છે. આ શાસ્ત્રમાન્ય હકીકત છે. (૧૩૮)

१३९. राज रहै राजा तणों, बुद्धि अकल प्रताप।
वादी पग मांडे नही, कलावंत नै थाप ॥

१४०. कला अलंकृत मानवी, नृप ते अधिक मानीजै ।
नृप शोभे निज देश में, कलावंत थी सहु रीझै ॥

१४१. नृप मित्री बुद्धि हीण जो, भ्रष्ट होय जाय राजो ।
जो एक हुवै बुद्धि आगलो, तो रहे सहू नी लाजो ॥

१४२. बुद्धि कला गुण बाहिरो, सभा बीच नही सोवै ।
वायस ज्यूं हंस वृंद में, जेहनो अपयस होवै ॥

अप्रमाद सूत्र

१४३. जिम द्रुम पत्रज पांडुरो, पडै वृक्ष थी जेह ।
दिवस निशा गण अतिक्रमै, इम मनु जीवित एह ॥
जिनेश्वर भाखे, शिष्य प्रति दाखै,
तू तो समय मात्र रखे प्रमाद करे हो । गोयम गुण गेहो ॥

१४४. जिम कुशाग्र जल बिंदुओ, अल्प काल अवलोय ।
तिष्ठै-रहै जल हलकतो, इम मनु जीवित एह ॥

१४५. कंटक पथ दूरो करी तै, पाम्यो छै महापंथ ।
विशेष सोधी गोयमा ! तू जाये छै मग तंत ॥

१४६. महाभव उदधिज तैं तर्यो, स्यूं तिष्ठै आवी तीर ।
पार जायेवा कारणे कर, उद्यम साहस धीर ॥

રાજાનું રાજ્ય પણ બુદ્ધિના યોગથી સુરક્ષિત રહે છે. કળામા કુશળ વ્યક્તિ પાસે વાદી પણ ટકી શકતો નથી. (૧૩૯)

કળાથી શોભતો મનુષ્ય રાજાથી પણ અધિક સન્માન મેળવે છે. રાજા પોતાના દેશમાં જ માન પામે છે, જ્યારે કળાકુશળ પુરુષ સર્વત્ર સન્માન પામે છે. (૧૪૦)

રાજા અને મંત્રી બન્ને જો બુદ્ધિહીન હોય છે તો રાજ્ય ગુમાવે છે. જો એમાંથી એક પણ બુદ્ધિમાન હોય છે તો બધાની આબરૂને સાચવી લે છે. (૧૪૧)

બુદ્ધિ, કળા અને ગુણથી રહિત મનુષ્ય સભામાં શોભતો નથી, જેમ હસોની વચ્ચે કાગડો. ત્યાં તે અપયશનો ભાગીદાર બને છે. (૧૪૨)

ભગવાને કહ્યુ —

દિવસ અને રાતનુ ચક્ર ચાલતાં એક દિવસ જેમ વૃક્ષનુ પાકેલ પાંદડું ખરી પડે છે તેવું જ મનુષ્યનું જીવન છે. એટલે હે ગૌતમ! તું ક્ષણભર માટેય પ્રમાદ ન કર. (૧૪૩)

જેવી રીતે દર્ભની અણી ઉપર રહેલું પાણીનું ટીપુ થોડી વાર ઝગમગીને પછી નીચે પડી જાય છે, એવું જ છે મનુષ્યનુ જીવન. માટે હે ગૌતમ! તું ક્ષણભર માટે પણ પ્રમાદ ન કર. (૧૪૪)

કાંટાથી છવાયેલ પગદંડીને વટાવીને હવે તું રાજમાર્ગ પર આવી પહોંચ્યો છે. હવે તું વિશેષ શુદ્ધિ કરીને તે પથ ઉપર આગળ વધ. (૧૪૫)

તું મહાસમુદ્ર તો તરી ગયો, કાંઠે આવીને કેમ તારા પગ અટકી જાય છે? પાર પહોંચવા માટે તું પ્રયત્ન કર. હે ગૌતમ! પળભર માટેય તું પ્રમાદ ન કરીશ. (૧૪૬)

ब्रह्मचर्य

१४७. सेवो स्थानक शुद्ध, कथा म करो रस कामण।
स्त्री संग आसन तजो, भरी दृग् निरख म भामण ।।
वस मति अंतर वास, जिहां त्रिय शब्द सुणीजै।
कृत क्रीड़ा न संभार, सरस रस चित्त न दीजै।
प्रमाण लोप अधिको अदन, उद्भट वेष म आदरो।
तज शब्द रूप रस गन्ध फर्श, धीरज स्यूं ए व्रत धरो ।।

काम भोग

१४८. सुख खिण मात्र कह्या जिन स्वामी, दाख्या दुख बहुकालो।
अनर्थ खांन मुक्ति नां वेरी, काम भोग मोह जालो ।।

१४९. काम किम्पाक समा जिन भाख्या, दुख अनन्त ना दाता।
परिचय काम वंछा परिहरियै, जो चहिये सुखसाता ।।

१५०. अघ उपलेप हुवै भोगी रै, अभोगी तो न लिपायो।
भोगी संसार में भ्रमण करै छै, भोग तज्यां थी मुकायो ।।

वैराग्य

१५१. ज्यांरै मोह कर्म पतलो पड्यो, उपशामी विरागवान।
ते किम राचै काम भोग में, संवेग रस गलतान ।।

मृत्यु

१५२. अंजलि नां जल नीं परे, आयु घटंतो जाय।
विघ्न घणां मुहूरत मझे, तूं सोच देख मन मांय ।।

(૧) એકાંત સ્થાનમાં રહો. (૨) કામકથા ન કરો. (૩) સ્ત્રી(યા પુરુષ)ની સાથે એક આસન પર ન બેસો. (૪) સ્ત્રી(યા પુરુષ)-ને તાકીને ન જોઈ રહો. (૫) જ્યાં કામકથાના શબ્દો કાને પડે તેવા અંદરના નિવાસમાં ન રહો. (૬) પૂર્વે કરેલ કામભોગ યાદ ન કરો. (૭) રસવાળા ભોજનની લોલુપતા છોડો. (૮) મિતાહાર કરો. (૯) શરીર-શણુગાર ન કરો. (૧૦) શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શને છોડીને ધીરજપૂર્વક બ્રહ્મચર્યની સાધના કરો. (૧૪૭)

આ પૌદ્ગલિક સુખ ક્ષણિક છે, એનાથી થનાર દુઃખ દીર્ઘકાલીન છે. તે અનર્થની ખાણુ અને મુક્તિનું દુશ્મન છે. તે કામભોગ મોહમાં ફસાવનાર છે. — એમ ભગવાને કહ્યું છે. (૧૪૮)

તે કામભોગ કિંપાક (એક પ્રકારનું ઝેરી ફળ) સમાન અને અનંત દુ:ખ આપનાર છે. જો સુખ ચાહતા હો તો કામભોગની વાંછના છોડો. (૧૪૯)

ભોગી પાપકર્મથી ખરડાય છે, ભોગહીન તેનાથી ખરડાતો નથી. ભોગી સંસારમાં ભ્રમણુ કરે છે, ભોગમુક્ત સંસારથી મુક્ત થઈ જાય છે. (૧૫૦)

જેનું મોહનીય કર્મ ક્ષીણુ થઈ ગયું છે, જે પ્રબળ ભાગ્યવાન છે, દિશાવાન — વિશિષ્ટ સ્થાન ધરાવનાર — છે, જે સંવેગ રસમાં ગુલતાન છે, તે કામભોગમાં કેમ રાચે? (૧૫૧)

ખોબામાંના પાણીની જેમ આયુષ્ય ઓછું થતું જાય છે. એક ક્ષણુમાં અનેક વિઘ્ન આવી પડે છે. તું મનમાં વિચારી લે. (૧૫૨)

१५३. सज्जन प्रिय सुत कामिनी, खिण विरहो हो न खमाय।
एक दिन पाप उदै हुया, काल गयो गटकाय॥

१५४. तीन अरी लारै लाग्या, रोग जरा मरण जाण।
इण न्हासण रे अवसरै, क्यूं सूतो मूढ़ अयाण॥

१५५. बलद जेम चंद सूर छै, दिवस रात्रि घड़माल।
जल आयु ओछो करै, ए काल रैंठ विकराल॥

१५६. काल सर्प खाधां थकां, नहि चतुराई जाण।
नहीं कला नहि ओषधि, जिण स्यूं थर राखै प्राण॥

१५७. पृथ्वी रूपी कमल छै, मेरू केसर दिशि पान।
रस आउखां रूपियो, काल भंवर ले ताण॥

१५८. छाया मिष छल ताकतो, काल महा विकराल।
पास न मूकै सर्वथा, (तिण स्यूं) पैली आपो संभाल॥

समय का मूल्यांकन

१५९. जिका जिका जावे निशा, तिका पाछी नहीं आय।
अधरमं करै छै तेहनीं, निरफल रजनी जाय॥

१६०. जिका जिका जावे निशा, तिका पाछी नहीं आय।
धर्म प्रते करता थकां, सफल निशा तसु जाय॥

१६१. जेहनै छै मरण सखाइयो, अथवा जेहनें छै नाशवुं जास।
के जे जाणै हूं मरस्यूं नहीं, ते वंछे काल दिन आश॥

સ્વજન, પુત્ર અને પત્ની જેનો ક્ષણભરનો વિયોગ પણ સહી શકતા ન હતા, એક દિવસ કોઈ પાપનો ઉદય આવ્યો અને તે કાળનો કોળિયો થઈ ગયો. (૧૫૩)

ત્રણ દુશ્મન પાછળ પડ્યા છે — રોગ, ઘડપણ અને મૃત્યુ. આ ભાગી છૂટવાની પળ છે ત્યારે હે મૂર્ખ! તું શું વિચારમાં પડ્યો છે? (૧૫૪)

ચંદ્ર અને સૂર્ય – એ બે બળદ છે, દિવસ અને રાત ઘટમાળ[૧] છે. પાણીરૂપ આયુષ્ય ઓછું થઈ રહ્યું છે. આ મૃત્યુ એક વિકરાળ રેંટ છે. (૧૫૫)

મૃત્યુરૂપી સર્પ ડંખ મારે છે ત્યારે કોઈ કરામત કામ નથી આવતી, કોઈ કળા કે ઔષધિ કામ નથી આવતી કે જેનાથી પ્રાણ બચે. (૧૫૬)

પૃથ્વી કમળ છે, મેરુ કેસર; દિશા પત્ર અને આયુષ્ય રસ છે. મૃત્યુ એક ભ્રમર છે, તે આયુષ્યરૂપી રસને ખેંચી લે છે. (૧૫૭)

આ મૃત્યુ ખૂબ જ ભયંકર છે. તે છાયાના બહાને છળ કરવા તાકી રહેલ છે. તે નિરંતર તારી પાછળ લાગેલ છે. તેથી પહેલાં જાતને સંભાળ. (૧૫૮)

જે જે રાત વીતી જાય છે, તે પાછી નથી ફરતી. અધર્મ કરનારની રાતો નિષ્ફળ જાય છે. (૧૫૯)

જે જે રાત વીતી જાય છે તે પાછી ફરતી નથી. ધર્મ કરનારની રાત સફળ થાય છે. (૧૬૦)

મૃત્યુ સાથે જેની મિત્રતા છે, જે મૃત્યુસમયે ભાગી જવાશે એમ વિચારે છે અથવા જેને મરવાની કલ્પના નથી તે જ કાલની આશા રાખી શકે છે. (૧૬૧)

---

૧. રેંટમાં ફરતા ઘડાઓની હારમાળા.

धर्म का पाथेय

१६२. मोटी तो अटवी लीधी मानवी, ते पिण संबल-रहित ।
जातो थको तो तेह दुखी हुवै, भूख तृषा पीडीत ॥

१६३. इह विध धरम किया विण मानवी, जे परभव में जाय ।
गमन करंतो तेह दुखी हुवै, व्याधि रोगादि पीडाय ॥

१६४. मोटी तो अटवी लीधी मानवी, पिण बहु संबल सहीत ।
जातो थको तो तेह सुखी हुवै, भूख तृषादि रहीत ॥

१६५. इह विध धर्म करी नै मानवी, जे परभव में जाय ।
गमन करंतो तेह सुखी हुवै, अल्पकर्म वेदन नाय ॥

१६६. लागो पलीतो केहनां घर मझे, तसु घर धणी तिवार ।
वारे तो काढे हो वस्तु सार ने, छांडे भंड असार ॥

१६७. लागो पलीतो इह विध लोग में, जन्म मरण री लाय ।
वारै तो काढै हो आतम आपरी, ते नर सुखिया थाय ॥

अनित्य भाव

१६८. जे दीसै परभात, मध्यान्हे न दीसै संपत सुख रता ।
मध्यान्हे ते नहीं रात, अभ्र पटल ज्यूं सर्व असासता ॥

१६९. डाभ कुंभ-जल जेम, क्षण भंगुर काया मुग्ध जाणै नहीं ।
दिन दिन मरण नजीक, मात पितादिक स्वारथिया सही ॥

વિશાળ જંગલ અને પાસે ભાથુંય ન હોય એવો મુસાફર પ્રવાસમાં દુઃખ ભોગવે છે. (૧૬૨)

એવી રીતે પરભવરૂપી વિશાળ જંગલ અને ધર્મરૂપી ભાથું પાસે હોય નહીં – એવો યાત્રાળુ આધિવ્યાધિથી પીડિત થઈ યાત્રામાં દુઃખ ભોગવે છે. (૧૬૩)

વિશાળ જંગલ, પણ પાસે ભાથું હોય એવો યાત્રાળુ ભૂખ અને તરસથી મુક્ત થઈ યાત્રામાં સુખ અનુભવે છે. (૧૬૪)

એવી રીતે સંસારરૂપી વિશાળ અટવી છતાં પાસે ધર્મરૂપી ભાથું હોય તેવો મુસાફર અલ્પ કર્મ અને વેદનારહિત થઈને યાત્રામાં સુખ અનુભવે છે. (૧૬૫)

જેવી રીતે ઘરમાં આગ લાગે ત્યારે ઘરનો માલિક સારી સારી વસ્તુઓ બહાર કાઢી લે છે અને નકામી વસ્તુઓને ત્યાં જ રહેવા દે છે, (૧૬૬)

તેવી રીતે સંસારમાં જન્મ-મરણરૂપી આગ લાગી રહી છે. જે પોતાના આત્માને તેમાંથી બહાર કાઢી લે છે, તે સુખી થાય છે.(૧૬૭)

સવારે જે સંપત્તિ દેખાય છે તે બપોરે નથી હોતી, જે બપોરે છે તે રાતે નથી હોતી, વાદળના પટની જેમ તે અસ્થિર છે. (૧૬૮)

કામ કાચા ઘડાના પાણી જેવો છે અને આ શરીર ક્ષણ-ભંગુર છે. પરંતુ મોહથી મૂઢ થયેલ મનુષ્ય આ સત્ય જાણતો નથી. દિવસોદિવસ મોત નજીક આવેલ છે, માતા-પિતા વગેરે સઘળાં સ્વાર્થનાં જ સગાં છે. (૧૬૯)

१७०. जरा न घेरचो आय, व्याधि न व्यापी हीणी ना पड़ी।
त्यां लग धर्म संभाल, महियल विचरूं हो संयम आदरी॥

कषाय

१७१. क्रोध विणाशे प्रीत नैं, मान विनय नो नाश।
माया खोवैं मित्रता, लोभे सकल विणास॥

१७२. ए च्यारूं चंडाल चौकड़ी, टालै ते मतिमंत।
आतम वश करैं आपणी, ते गिरवो गुणवंत॥

१७३. भव तरु मूल सींची रह्या, क्रोधादिक चिहुं जाण।
भेद सोल जिन भाखिया, अनर्थ करण पिछाण॥

१७४. अनन्तानुबंधी जावजीव रहै, वर्ष एक अप्रत्याख्यान।
प्रत्याख्यानी चार मास रहै, पक्ख संजलन पिछाण॥

१७५. समकित नै देश विरत नै सर्व विरत।
च्यारूं आवा द्यै नहीं, अनुक्रम चार कषाय॥

सुपात्र-कुपात्र

१७६. जो तैल घणों तो बेलू मांहि न ढोलै।
बहु बीज हुवै तो ऊसर में न भकोलै॥

१७७. घणों स्वर्ण हुवै तो सांकल केम करावै।
बहु दूध हुवै तो सर्प भणी किम पावै॥

१७८. घणा गजेन्द्र हुवै तो भार अर्थ स्यूं वावै।
तिम धन बहु हुवै तो किम कुपातर पोखावै॥

જ્યાં સુધી ઘડપણ આવી ન પહોંચે, શરીરમાં રોગ વ્યાપી ન જાય, ઇન્દ્રિયોની શક્તિ નાશ ન પામે ત્યાં સુધીમાં ધર્મ ધારણ કરી, સંયમ લઈને આ ધરતી પર વિચરવુ એ જ મારા માટે કલ્યાણકારી છે. (૧૭૦)

ક્રોધ પ્રીતિનો નાશ કરે છે. માન વિનયનો નાશ કરે છે. માયા મૈત્રીનો નાશ કરે છે. લોભથી સર્વસ્વનો નાશ થાય છે. (૧૭૧)

આ ચારેયની ચંડાળ-ચોકડી છે. જે એનાથી દૂર રહે છે તે બુદ્ધિમાન છે. જે પોતાની જાતને જીતી લે છે તે ગરવો અને ગુણવાન છે. (૧૭૨)

આ ચંડાળ-ચોકડી સંસાર-રૂપી વૃક્ષના મૂળને સિંચન કરે છે. એના સોળ ભેદ[1] કહ્યા છે. તે અનર્થકારી છે. (૧૭૩)

અનંતાનુબંધી કષાય જીવનભર રહે છે, અપ્રત્યાખ્યાન એક વર્ષ સુધી, પ્રત્યાખ્યાન ચાર મહિના સુધી અને સંજ્વલન કષાય એક પખવાડિયા સુધી રહે છે. (૧૭૪)

અનંતાનુબંધી કષાયની ઉપસ્થિતિમાં સમ્યગ્દષ્ટિ હોતી નથી, અપ્રત્યાખ્યાન હોય ત્યારે અણુવ્રત, પ્રત્યાખ્યાન હોય ત્યારે મહાવ્રત અને સંજ્વલનની દશામાં વીતરાગપણું પ્રગટ ન થાય. (૧૭૫)

તેલ વધારે હોય તોપણ માટીમાં ઢોળી દેવાય નહીં, બી વધારે હોય તોપણ કંઈ ખારવાળી જમીનમાં વાવવામાં નથી આવતાં. (૧૭૬)

સોનું વધારે હોય એટલે શું કોઈ તેની બેડી બનાવરાવે? દૂધ વધારે હોય એટલે શું કોઈ સાપને પીવરાવે? (૧૭૭)

હાથી ઘણા હોય તો કોઈ શું તેમની પાસે ભાર વહેવરાવે? ધન વધુ હોય તો શું તેનાથી કોઈ કુપાત્રને પોષાય? (૧૭૮)

---

૧. અનન્તાનુબંધીના ચાર, અપ્રત્યાખ્યાનના ચાર, પ્રત્યાખ્યાનના ચાર અને સંજ્વલનના ચાર મળી કુલ ૧૬ ભેદ છે

विवेक

१७९. विवेक इन्द्रिय वश करै, विवेक आत्म दमंत ।
विवेक तन मन वश करै, विवेक मोटो मित ।।

१८०. न करै कंठ-छेदक अरि जेहवूं, अनरथ तेहवूं विशेषो ।
करै पोता नीं दुष्ट आतमा, ते मृत्यु समय जाणेसो ।।

१८१. रे जीव मित्र तूहिज तिहारो, तूहिज शत्रु दुर्जन्नो रे
आतम वैतरणी कूड़सामली, कामधेनू नंदन वन्नो रे ।।

लाज किसकी रहेगी ?

१८२. इह भव परभव सुधरै आप रो, कीजै तेहिज काज ।
सीख अमोलक उत्तम धारसी, रहिसै तेहनीं लाज ।।

अभद्र और भद्र

१८३. अन्य दिवस मदिरा तणीं, गोठ करी मातंग ।
हरिकेशी अति ही करै, भंड कुचेष्टा अंग ।।

१८४. क्लेशवंत जाणी करी, कहै भंगी रहै दूर ।
अपरस आणी नीकल्यो, वेदल विलखे नूर ।।

१८५. मारग में जाता, कौतुक दीठो एक ।
कृष्ण सर्प भणी जन, मारे मन धर धेष ।।

१८६. बलि आगे जातां थका, दुमुही निकली एक ।
बहु जन वृंद मिली कहै, विषधर हणो विशेष ।।

વિવેક ઇંદ્રિયોને વશમાં રાખે છે, તે ચિત્તવૃત્તિઓને પણ શાંત પાડે છે, તન અને મનને કાબૂમાં રાખે છે; તે સહુથી મોટો મિત્ર છે. (૧૭૯)

ગળું કાપનાર દુશ્મન જેટલો અનર્થ નથી કરતો એટલો અનર્થ પોતાની દુષ્ટ ચિત્તવૃત્તિઓ કરે છે. અંતકાળે તું આ જાણીશ. (૧૮૦)

હે જીવ! તું જ તારો મિત્ર છે, તું જ તારો દુશ્મન અને દુર્જન છે. તારો પોતાનો આત્મા જ વૈતરણી કે કૂટ–શાલ્મલિ, કામધેનુ કે નંદનવન છે (૧૮૧)

જેનાથી પોતાનું આ જીવન અને આગામી જીવન સુધરે એ જ કાર્ય કરવું જોઈએ. જે આ અમૂલ્ય અને ઉત્તમ શિખામણ ધારણ કરશે એની જ લાજ રહેશે. (૧૮૨)

કોઈ એક દિવસ ચંડાળ લોકો મદ્યપાન કરવા એકઠા મળ્યા. ત્યારે હરિકેશીએ ખૂબ જ બેહૂદું વર્તન કર્યું. (૧૮૩)

ચડાળ લોકોએ એને કલેશ કરનાર જાણી બહિષ્કૃત કર્યો. તે ત્યાંથી નીકળી ગયો પણ અપમાનને ભૂલી શક્યો નહીં. તેનો ચહેરો તેજહીન થઈ ગયો. (૧૮૪)

તેણે રસ્તે જતાં એક કૌતુક જોયુ — એક કાળો નાગ દરમાંથી નીકળ્યો હતો અને આસપાસના લોકો ભયભીત થઈ તેને મારવા દોડી રહ્યા હતા. (૧૮૫)

તે થોડો વધુ આગળ વધ્યો અને એણે જોયુ — એક ચાકણ (બિનઝેરી સાપ) દરમાંથી નીકળી હતી અને કેટલાક લોકો એને ઝેરી સમજી મારવા માટે અવાજ કરતા હતા, કેટલાક તેને મારવા દોડચા. (૧૮૬)

१८७. दुमुही देखी नै जन कहै मांहो मांय।
इण रै विष नहीं छै फोकर मारो कांय॥

१८८. हरिकेशी मन चिंतवे, जहर वाला नै ताय।
प्रत्यक्ष लोकां मारियो, बोधी जीवती जाय॥

१८९. बांकी गति मति जेहनी, क्रोधी भमे संसार।
भद्रपणो तेहिज भलो, एहवो करत विचार॥

प्रमाद नहीं

१९०. सुष्ठु गीत तज नृत्य वर, सुष्ठु वांजित्र वाजंत।
दीर्घ रात्रि प्रति अतिक्रमी, मा प्रमाद निशि अंत॥

मुफ्तखोरी

१९१. गाय-वाछड़ो देखी खीजे, बोले इम माता नें।
इण नैं दूधज थारो पावै, दियै तृणा आपां नैं॥

१९२. गाय कहै बछ क्यूं हुवै दुमनो, चपला मत कर चटका।
तृण खावै दीर्घायु लक्षण, गटका सहसी झटका॥

१९३. झबकंती तरवार उघाड़ी, चमक्यो वाछड़ पासो।
गाय कहै बछ क्यूं तूं चमकै, अज नो देख तमाशो॥

१९४. ज्यां लग प्राहुण नायो त्यां लग, ते अज सुखि जीवंतो।
अथ हिव प्राहुण आयां अज नो, सिर छेदी जीमंतो॥

એ બધાએ નજીક જઈને ચાકણને જોઈ એટલે અંદરો-અંદર કહેવા લાગ્યા — 'આ તો ચાકણ છે. એ ઝેરી નથી. પછી નકામી શા માટે એને મારવી?' (૧૮૭)

હરિકેશીએ મનોમન વિચાર્યું, 'ઝેરી સાપને લોકોએ મારી નાખ્યો, બિનઝેરી ચાકણ સ્વેચ્છાપૂર્વક ફરી રહી છે. (૧૮૮)

'જેની ગતિ અને મતિ વાંકી હોય છે, જે ક્રોધી હોય છે, તે સંસારમાં આ રીતે દુઃખપૂર્વક ભ્રમણ કરે છે. ભદ્ર થવું જ સારું છે.' આ ચિંતનથી તેની જીવનધારા જ બદલાઈ ગઈ. (૧૮૯)

[નટી નૃત્ય કરતાં કરતાં થાકીને લોથ થઈ ગઈ. ત્રણ પહોર રાત ગઈ હતી, ચોથો પહોર ચાલી રહ્યો હતો. તેની ગતિમાં આળસ જોઈ તેની માએ તેને કહ્યું] 'તેં સરસ ગાયું, સુંદર નૃત્ય કર્યું, સરસ વાજિંત્ર વગાડયું. રાતનો મોટો ભાગ તો તે પાર કર્યો છે. હવે અંત ભાગમાં આળસ ન કર.' (૧૯૦)

[ગાય અને ઘેટાને નજીક બાંધ્યાં હતાં.] એક દિવસ રીસ ચડાવીને વાછરડાએ માને કહ્યું, 'મા! તારું દૂધ આ ઘેટું પી જાય છે અને મને તો ઘાસ ખવડાવવામાં આવે છે!' (૧૯૧)

ગાય બોલી, 'વત્સ! તું શા માટે દુભાય છે? અરે ચપલ! તું દૂધનો ચટકો ન કર. ઘાસ ખાવાથી આયુષ્ય લંબાય છે અને દૂધ ગટકાવનારને તો ઝટકા સહન કરવા પડશે!' (૧૯૨)

એક દિવસ માલિક ચકચકતી ખુલ્લી તરવાર હાથમાં લઈને આવ્યો. વાછડો ચોંકી ઊઠયો. મા બોલી, 'વત્સ! તું શું કામ ચોંકે છે? હવે તું આ ઘેટાનો તમાશો જો!' (૧૯૩)

જ્યાં સુધી મહેમાન નહોતા આવ્યા ત્યાં સુધી બિચારો ઘેટો મોજથી જીવતો હતો. મહેમાનો આવ્યા કે એનું માથું (વાછડાના દેખતાં જ) વધેરાઈ ગયું અને તે પ્રાણી મહેમાનનું ભોજન બની ગયું. (૧૯૪)

संकल्प-बल

१९५. एक दिवस धनजी भणी, स्नान करावै नार ।
बंधव याद आयो तदा, दृग छूटी जलधार ।।

१९६. धनजी कहै किण दूहवी, नयण झरै तुम नीर ।
कहै सुभद्रा सांभरयो, सालभद्र मुझ वीर ।।

१९७. श्रेणक घर आया पछै, मुझ बंधव मतिवंत ।
नित्य नित्य इक रमणी तजै, चरण लैण चित खंत ।।

१९८. धन्नो कहै बंधव तुझ धार, ओ तो कायर नो सिरदार ।
थयो चरण लेवा नै त्यार, बलि विलम्ब करै इहवार ।।

१९९. आठ रमण तजणी अति दोहरी, बातां करवी तो छै सोहरी ।
जो थे शूरवीर साख्यात, तो आठूं छोड़ो एकण साथ ।।

२००. धन्नजी कहै त्रिय पिउ तणों, तूटो सगपण तेह ।
हूं वीरो तूं बहिनड़ी, अविचल सगपण ऐह ।।

२०१. शील विध्वंस्ये जाति नुं, कुल नुं विध्वंस थाय ।
लोक तणी निंदा करी, कुल फुन जाति निदाय ।।

२०२. जो तूं सुन्दर रूप आकारे, हुवै वेसमण देवा ।
ललित विलास मनोहर करि हवै, नल कूबर स्वयमेवा ।।

२०३. तो पिण हूं तुज नै नहिं वांछूं, भोग तणी बुद्धि आणी ।
जो तूं हवै साक्षात् पुरन्दर, शक्र सरीखो जाणी ।।

એક દિવસ ધન્ના શેઠને તેની પત્ની સુભદ્રા સ્નાન કરાવતી હતી. અચાનક જ ભાઈની યાદ આવતાં તેની આંખમાંથી આંસુ વહ્યાં. (૧૯૫)

ધન્ના શેઠે પૂછ્યું, 'કોઈએ તારું અપમાન કર્યું છે કે જેથી તારી આંખમાંથી આંસુ વહી રહ્યાં છે?' સુભદ્રા બોલી, 'કોઈએ મારું અપમાન નથી કર્યું. મારા ભાઈની યાદ મને થઈ આવી એટલે આંખમાં આંસુ આવી ગયાં. (૧૯૬)

જે દિવસે રાજા શ્રેણિક ઘેર આવ્યો તે દિવસથી મારો ભાઈ દરરોજ (બત્રીસ પત્નીઓમાંથી) એક એક પત્નીનો ત્યાગ કરી રહ્યો છે. તે સંયમ લેવા માગે છે.' (૧૯૭)

આ સાંભળી ધન્ના શેઠ બોલ્યો, 'તારો ભાઈ કાયરનો સરદાર લાગે છે. જો સંયમ જ લેવો છે તો વાર શું?' (૧૯૮)

સુભદ્રા બોલી, 'વાત કરવી સહેલી છે, ત્યાગ કરવો ખૂબ મુશ્કેલ છે. જો તમે શૂરવીર છો તો અમને આઠેને એકીસાથે છોડી જુઓ.' (૧૯૯)

ધન્ના શેઠ બોલ્યો, 'આ ક્ષણથી જ આપણો સંબંધ પૂરો. હું પતિ નહીં, તું પત્ની નહીં. હું ભાઈ, તું બહેન — હવે આપણો એ સંબંધ.' (૨૦૦)

શીલનો નાશ થાય એટલે જાતિ અને કુળનો પણ નાશ થાય છે. લોકનિંદાથી જાતિ અને કુળ પણ કલંકિત થાય છે. (૨૦૧)

રાજીમતીએ રથનેમિને કહ્યું, 'જો તમે રૂપ અને આકારની સુંદરતામાં વૈશ્રમણ હો, લલિત વિલાસમાં નળ કુબેર હો તોપણ હું તમારી કામના કરતી નથી, ભલેને તમે સાક્ષાત્ ઇન્દ્ર કેમ ન હો?' (૨૦૨–૨૦૩)

२०४. जेम गोवाल धणी लकड़ी नों, पिण धणी गायां नों नांही।
तिम चारित्र नों धणी नहीं तूं, भोग वंछा करि त्याही॥

सूक्त

२०५. अवसर पाय के चतुर पुरुष न चूकै अणी।

२०६. पूजा प्रशंसा लही अनंती वार, दुर्लभ श्रद्धा श्रीकार।

२०७. द्वेष स्यूं तुरत नर नां डिगे, राग दे तुरत चलाय।

२०८. अधम पुरुष दुख ऊपनां, करै हाय तराय।
समचित वेदन नां सहै, पापे पिंड भराय॥

२०९. कवड़ी नहीं मांगा, सिव पंथ बतावां।
नर नारयां भणी, इण कारण सुहावां॥

२१०. घूघू नवि देखे दिने, निशि नवि सूझे काग।
कामान्ध नै सूझै नहीं, दिन निशि विषै सुमाग॥

२११. चन्द्र थकी अंगारा-वृष्टि, जल थी अग्नि सरोषं।
'उत्तम नर उन्मार्ग आचरै, (तो) विकल तणो स्यूं दोषं॥

२१२. पोते व्रत पालै नहीं, पालै ज्यांसू द्वेष।
दोय मूर्ख तिण नै कह्यो, प्रथम आचाराङ्ग देख॥

२१३. जन कहै—साधु नै सुरसरी, चले भुजंगी चाल।
जिण-जिण सेरी संचरे, त्यां-त्यां करै निहाल॥

જેમ ગોવાળ લાકડીનો ધણી હોય છે, ગાયોનો નહીં; એમ ભોગની કામના કરવાને કારણે (તમે વેષના સ્વામી છો) સાધુત્વના સ્વામી નથી. (૨૦૪)

ચતુર માણસ અવસર મળતાં લક્ષ્યને વીંધવાનું ચૂકતો નથી. (૨૦૫)

સારી પૂજા અને પ્રશંસા અનંત વાર મળે, પરંતુ સાચી શ્રદ્ધા દુર્લભ છે. (૨૦૬)

દ્વેષથી મનુષ્ય તરત વિચલિત નથી થતો, રાગ એને તરત વિચલિત કરી દે છે. (૨૦૭)

અધમ મનુષ્ય દુઃખ આવતાં જ તોબા પોકારવા મંડી પડે છે, તે સમચિત્ત થઈને દુઃખ સહન કરી શકતો નથી, તે પાપના બોજથી દબાઈ જાય છે. (૨૦૮)

અમે કોડીય માગતાં નથી અને મોક્ષનો માર્ગ બતાવીએ છીએ એટલે અમે સહુને સારા લાગીએ છીએ. (૨૦૯)

ઘુવડ દિવસે અને કાગડો રાતે જોઈ શકતા નથી. કામાંધ મનુષ્ય દિવસ અને રાત બંનેમાં જોઈ શકતો નથી. (૨૧૦)

ચન્દ્ર પણ અંગારા વરસાવે છે, પાણીમાં પણ આગ લાગે છે, ઉત્તમ મનુષ્ય પણ ઉન્માર્ગે ચાલવા લાગે છે — તો બિચારા સાધારણ મનુષ્યનો શો દોષ? (૨૧૧)

કોઈ વ્યક્તિ પોતાના આચારનું પાલન કરે નહીં અને બીજો જે કરે છે તેનો દ્વેષ કરે તો તેને બેવડો મૂર્ખ કહેવાય. એમાં સાક્ષી છે પ્રથમ આચારાંગ. (૨૧૨)

લોકમાં કહેવાય છે કે સાધુ અને ગંગા સાપની ચાલે ચાલે છે, જે જે રસ્તે પસાર થાય છે તે તે માર્ગને ન્યાલ કરી દે છે. (૨૧૩)

२१४. जो पूरी समझ पड़े नहीं, तो गुणवंत ना गुण गाय।
कोइक रसायण आवियां, पातिक दूर पुलाय ॥

मात्स्य-न्याय

२१५. वाणारसी नगरी विषे, हूंता ब्राह्मण भाई दोय।
युगल पणे जाया।
जयघोष विजयघोष तास नाम कहाया ॥

२१६. एक दिवस जयघोषजी, एतो स्नान करेवा सोय।
गंगा चल आयो जी, हो करता जल नी केल अति हरसायो ॥

२१७. इक मिंडक निकल्यो जल थकी हे, तिण ने पकड्यो मूसं ताय।
उंदर नैं पकड्यो जी हे नाग भयंकर न्हाल, कर्मे जकड्यो ॥

२१८. सर्प भणी पकड्यो वलि हे, ततखण पंखी मयूरज आय।
मयूर ने साह्यो जी हे हिंसक दुष्ट बिलाव अति दुखदायो ॥

२१९. हिंसक दुष्ट बिलाव नैं हे, ततखिण पकड्यो आवी श्वान
श्वान ने चीते जी हे विषम कर्म गति एह आय इम बीते ॥

२२०. चीता ने पकड्यो बली हे, ओ तो न्हार कर्म बस आन।
न्हार पर आयो जी हे मनुष्य ग्रही हथियार मारण ध्यायो ॥

२२१. मनुष्य भणी पकड्यो तदा, हे काल महा विकराल।
परभव पहुंचायो जी हे देखी ने जयघोष आश्चर्य पायो ॥

જો ગહન તત્ત્વ ન સમજાય તો ગુણવાનોનાં ગુણગાન ગાવાં. ક્યારેક ક્યારેક એમાં એવું ઉત્કૃષ્ટ રસાયણ હાથ લાગી જાય છે કે જેના વડે પાપ પલાયન થઈ જાય છે. (૨૧૪)

બનારસમાં બે જોડકા ભાઈઓ રહેતા હતા. જાતના બ્રાહ્મણ હતા. નામ હતાં – જયઘોષ અને વિજયઘોષ. (૨૧૫)

એક દિવસ જયઘોષ સ્નાન કરવા ગંગા નદીના તટ પર ગયો. જળક્રીડા કરતાં તેને ખૂબ જ આનંદ આવતો હતો. (૨૧૬)

એ જ સમયે પાણીમાંથી એક દેડકો નીકળ્યો. એક ઉંદરે એ દેડકાને પકડ્યો. ઉંદરને પાછળથી આવી લાગેલા ભયંકર નાગે ઝડપી લીધો. (૨૧૭)

નાગને તરત જ આવી ચડેલા મોરે મારી નાખ્યો. મોરને એક જંગલી બિલાડાએ પકડ્યો. (૨૧૮)

એ જંગલી બિલાડાને તત્ક્ષણ એક કૂતરાએ પકડ્યો. કૂતરાને એક ચિત્તાએ ઝડપી લીધો. કર્મની ગતિ વિષમ છે, તે આવતાં જ પોતાનો પ્રભાવ પાથરી દે છે. (૨૧૯)

ચિત્તાને વાઘે ફાડી ખાધો. વાઘને મારવા માટે વળી કોઈ શસ્ત્રધારી આવી લાગ્યો. (૨૨૦)

એવો સંયોગ થયો કે તે માણસ પણ મોતના પંજામાં આવી ગયો, તે પણ ત્યાં જ ઢળી પડ્યો. આ જોઈને જયઘોષ આશ્ચર્યચકિત થયો. (૨૨૧)

બળવાન દુર્બળને ગળી જાય છે — આ મત્સ્ય-ગલાગલ ન્યાય જોઈને તેનું હૃદય સંવેગથી ભરાઈ ગયું. (૨૨૨)

## ३. मानवीय प्रकृति का विश्लेषण

क्षुद्र प्रकृति

२२३. सुखदाई सुवनीत रो, बाधे सुयश विशेख।
सुध प्रकृति मंद चौकड़ी, वारु विमल विवेक ।।

२२४. दुखदाई अविनीत नों, अपजश अधिको होय।
क्रोधी मानी लोलपी, विवेक रहित अवलोय ।।

२२५. करै चालंतां बात, कहै कोई ते भणी।
'ठीक' न कहै, बोलें और खोडीली प्रकृति नों धणी ।।

२२६. चालंतां तंतू घीसंत, कह्या वच अवगणी।
'बड़ो कहण वालो मोय', खोडीली प्रकृति नों धणी ।।

२२७. सीवत बोले सोय, कह्यां रीस अति घणी।
कहै—'थे ही रहिज्यो सचेत', खोडीली प्रकृति नों धणी ।।

२२८. इक दिन में चूकां बहु वार, करै को जतावणी।
कहै—लागो म्हारी लार, खोडीली प्रकृति नों धणी ।।

२२९. किण ही सिंघाड़ा मांय, आतम वश आपणी।
करणी नावै कोय, खोडीली प्रकृति नों धणी ।।

સુવિનીત સુખદાયક હોય છે, એનો યશ વધે છે. એની પ્રકૃતિ નિર્મળ અને કષાય મંદ હોય છે. એનામાં વિમળ વિવેક હોય છે. (૨૨૩)

અવિનીત દુઃખદાયક હોય છે, એનો અપયશ ફેલાય છે, કારણ કે તે ક્રોધી, અભિમાની, લાલચુ અને વિવેકહીન હોય છે. (૨૨૪)

ચાલતાં ચાલતાં વાત કરે ત્યારે કોઈ એને ટોકે તો 'ભલે' એમ ન કહેતાં જેમ-તેમ બોલવા લાગે છે તે હલકી પ્રકૃતિનો છે. (૨૨૫)

ચાલતાં ચાલતાં જેનાં કપડાં ઘસાય છે, કહેવા છતાં જે ધ્યાન નથી આપતો, ઊલટું કહે છે, 'આ આવ્યા મોટા કહેવાવાળા' તે ક્ષુદ્ર (હલકી) પ્રકૃતિનો છે. (૨૨૬)

વસ્ત્રો સીવતાં તે બોલે છે. કહે તો કહેનાર પર રોષ કરે છે — 'તમારું સંભાળો'. આવું અવળું બોલનાર તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૨૭)

એક દિવસમાં અનેક વાર ભૂલો કરવાથી કોઈ ટોકે તો કહે છે — 'આ તો મારી પાછળ પડયા છે.' તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૨૮)

તે પોતાની જાતને કાબૂમાં રાખી શકતો નથી, આથી તે કોઈ પણ સમૂહ (સંઘાડા) સાથે મેળ કરીને રહી શકતો નથી. તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૨૯)

२३०. निज आतम वश नांय, तो स्यूं अवरां तणीं ।
ते अगवाण अजोग, खोडीली प्रकृति नों धणी ।।

२३१. पायो रुपइयो एक, पंडित थयो भणीं ।
पिण प्रकृति निनाणूं रह्या शेष, खोडीली प्रकृति नों धणी ।।

२३२. हूंस टोला री अधिकाय, पूगे किम ते तणीं ।
प्रकृति अधिक अजोग, खोडीली प्रकृति नो धणी ।।

२३३. निज पेट री खबर न काय, तो स्यूं हजारां तणी ।
ए दृष्टंत लीज्यो जोड़, खोडीली प्रकृति नों धणी ।।

२३४. करै अवरां री होड, आतम वश ना वणी ।
ते किम पामै सुख, खोडीली प्रकृति नों धणी ।।

२३५. स्वार्थं न पूगै सोय, गुरु स्यूं पिण अवगुणी ।
अवगुण सूझै अनेक, खोडीली प्रकृति नों धणी ।।

२३६. आप जिसो अवनीत, तिण स्यूं प्रीत अति घणी ।
बात करै दिल खोल, खोडीली प्रकृति नों धणी ।।

२३७. करै उतरती बात, ओघटघाट अति घणी ।
मन रा मैला परिणाम, खोडीली प्रकृति नो धणी ।।

२३८. मत कह औरां पास, बात आपां तणी ।
इम बरजी राखै तास, खोडीली प्रकृति नो धणी ।।

પોતાની જાત વશમાં નથી તે બીજાઓને કેવી રીતે વશ રાખી શકશે? પોતાની જાતને વશ ન રાખનાર નાયક બનવાને યોગ્ય નથી હોતો. તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૦)

સો રૂપિયાની થેલી છે. ભણીગણીને પંડિત થયો — સોએ એક રૂપિયો મળ્યો. સ્વભાવ સારો ન હોય તો નવ્વાણું મેળવવાના બાકી રહી ગયા. તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૧)

નાયક બનવાની મનમાં ખૂબ જ આકાંક્ષા છે. પણ તે પૂરી કેવી રીતે થાય? પ્રકૃતિ તેની અત્યંત અયોગ્ય છે, તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૨)

જેને પોતાના પેટની ખબર નથી તે હજારોના પેટની સંભાળ શું રાખશે? એ દૃષ્ટાંત દ્વારા સમજી લો કે તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૩)

તે બીજાની હરીફાઈ કરે છે, પણ પોતાની જાતને વશમાં રાખી શકતો નથી. તે કેમ સુખી થશે? તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૪)

સ્વાર્થ ન સધાતા તે ગુરુ સાથે પણ વાંકો ચાલે છે અને તેમનામાં અનેક દોષો જોવા લાગે છે તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૫)

પોતાના જેવો કોઈ અવિનીત મળે તેની સાથે ખૂબ પ્રીતિ અને મન ભરીને વાતો કરે છે. તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૬)

તે હલકી વાતો કરે છે. એના મનમાં અનેક સંકલ્પ-વિકલ્પ ચાલ્યા કરે છે. તેના ભાવ મલિન હોય છે. તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૭)

'આપણી વાત કોઈ બીજાને ન કરશો' એમ તે બીજાને કહેતો ફરે છે. તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૮)

२३९. तिण कही ते कहै सर्व बात, गुरु आदिक भणी।
(तो) तिण स्यूं राखै धेष, खोडीली प्रकृति नों धणी ॥

२४०. छेड़वियां फूंकार, करै रीस अति घणी।
खिण-खिण मांहै क्रोध, खोडीली प्रकृति नों धणी ॥

२४१. पोता री सगत न काय, रहे तसु अवगणी।
दोय मूरख कहिवाय, खोडीली प्रकृति नों धणी ॥

२४२. बोले ऊंधी वाण, वंक वच में घणी।
विवेक-विकल कहिवाय, खोडीली प्रकृति नों धणी ॥

उत्तम प्रकृति

२४३. करै चालंतां बात, कहे कोई ते भणीं।
कर जोड़ तथा कहै 'ठीक', चोखी प्रकृति नों धणीं ॥

२४४. चालंतां अजयणां देख, कह्या तसु वच सुणी।
कहै—'भलो जतायो मोय', चोखी प्रकृति नों धणी ॥

२४५. सींवत, रंगत, बांटत, बोल्यां कहै ते भणीं।
कहै—'ठीक, तूं परम मंत्रीश', चोखी प्रकृति नों धणी ॥

२४६. एक दिन में चूकां बहु वार, करै को जतावणी।
कहै—'तौ सम कुण मुझ सेण', चोखी प्रकृति नो धणी ॥

જેને તેણે હલકી વાત કહી તે જો ગુરુને તે વાત કરી દે છે તો તેની સાથે દ્વેષભાવ રાખે છે. તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૩૯)

છંછેડતાં જ તે ફૂંફાડા મારે છે, ગુસ્સે થઈ જાય છે અને ક્ષણે ક્ષણે ક્રોધ કરે છે. તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે. (૨૪૦)

પોતે સમૂહમાં રહી નથી શકતો અને કોઈ રહેતું હોય તેની અવગણના કરે છે, તે બેવડો મૂર્ખ છે તે ક્ષુદ્ર પ્રકૃતિનો છે (૨૪૧)

જે અવળી વાણી બોલે છે, વચનોમાં વાંકો છે, તે વિવેક વિનાનો અને ક્ષુદ્ર પ્રકૃતિનો છે (૨૪૨)

ચાલતાં ચાલતાં વાત કરે ત્યારે કોઈ એને ટોકે તો તે હાથ જોડીને 'ભલે' કહે છે. તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૨૫] (૨૪૩)

ચાલતાં ચાલતા તેની અસાવધાની જોઈ કોઈ ટોકે તો કહે છે — 'આપે ઘણું સારુ કર્યું કે મને સાવધાન કર્યો.' તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૨૫] (૨૪૪)

વસ્ત્ર સીવતાં, રગ-રોગાન કરતા કે અન્ય કોઈ વસ્તુ પીસતાં વાત કરે ત્યારે કોઈ ટોકે તો તે કહે છે — 'આપનું કહેવું ખરુ છે. આપે મને સાચી સલાહ આપી.' તે ઉત્તમ પ્રકૃતિનો છે [સરખાવો ૨૨૬] (૨૪૫)

એક દિવસમાં અનેક વાર ભૂલ થતાં કોઈ સાવધાન કરે તો કહે છે — 'તમારા જેવુ બીજુ કોણ સ્વજન હોઈ શકે ?' તે ઉત્તમ પ્રકૃતિનો છે. (૨૪૬)

२४७. बोलै गिणबा बोल, लज्जा मन में घणीं।
सर्व भणीं सुखदाय, चोखी प्रकृति नों धणी॥

२४८. सर्व सिंघाडा मांय, आतम वश आपणी।
लिये बधाई तास, चोखी प्रकृति नों धणी॥

२४९. निज आतम वश कीध, तारे अवरां भणी।
ते भगवाण सुजोग, चोखी प्रकृति नों धणी॥

२५०. पाया रुपइया निनाणं, प्रकृति शुद्ध जेह् तणीं।
रह्यो भणवा रो रुपइयो एक, चोखी प्रकृति नों धणी॥

२५१. स्वार्थ पूगां न पूगां तास, सुगुरु शिरोमणी।
राखै तुल परिणाम, चोखी प्रकृति नों धणी॥

२५२. आप जिसो सुवनीत, तिण स्यूं प्रीत अति घणी।
मित्रपणो अति प्यार, चोखी प्रकृति नों धणीं॥

२५३. न करै उतरती बात, ओघटघाट नै हणीं।
सुध घणां परिणाम, चोखी प्रकृति नों धणी॥

२५४. न राखो छानी बात, म्हारै सिंघाड़े तणीं।
इसो असल साहूकार, चोखी प्रकृति नों धणीं॥

બહુ ઓછું બોલે છે, મનમાં લાજ છે અને બધાને સુખદાયક છે. તે ઉત્તમ પ્રકૃતિનો છે. (૨૪૭)

પોતાની જાત કાબૂમાં છે એટલે એને બધા વર્ગ (સંઘાડા) પોતાની સાથે રાખવા રાજી છે. તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૨૯] (૨૪૮)

પોતાના આત્માને વશ કર્યો છે, બીજાઓને પણ વશ કરવાનો માર્ગ દર્શાવે છે. તે નાયક બનવાને લાયક છે, તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૩૦] (૨૪૯)

સો રૂપિયાની થેલી છે. પ્રકૃતિ સારી છે તો નવ્વાણું રૂપિયા મળી ગયા સમજવા, માત્ર ભણતરનો એક રૂપિયો બાકી રહ્યો. [સરખાવો ૨૩૧] (૨૫૦)

સ્વાર્થ સધાય કે ન સધાય પણ સદ્‌ગુરુને શિરોમણિ માને છે અને ભાવોનું સંતુલન રાખે છે. તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૩૩] (૨૫૧)

પોતાના જેવા સુવિનીત સાથે પ્રીતિ રાખે છે અને એની સાથે મિત્રતા વધારે છે. તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૩૪] (૨૫૨)

તે હલકી વાતો કરતો નથી, મનમાં સંકલ્પ-વિકલ્પ કરતો નથી. તેના ભાવ ખૂબ નિર્મળ રહે છે. તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૩૫] (૨૫૩)

'મારા સંઘાડાની કોઈ પણ વાત છાની રાખવાની જરૂર નથી, જ્યારે ચાહો ત્યારે આચાર્યને કહી શકો છો.' જે આવો પૂરેપૂરો 'શાહુકાર' છે, તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૩૬] (૨૫૪)

२५५. जो कहै गुरां नै जाय, खामी सिंघाड़ा तणीं।
तिण नै सरावै सुजान, चोखी प्रकृति नों धणी॥

२५६. बोले सूधी वाण, वांक नहीं वच तणीं।
सरल घणो सुवनीत, चोखी प्रकृति नों धणीं॥

કોઈ એના સંઘાડાની ખામી ગુરુને બતાવે તો તેની પ્રશંસા કરે છે. તે ઉત્તમ પ્રકૃતિનો છે. [સરખાવો ૨૩૭] (૨૫૫)

જે સીધી વાત બોલે છે, જેના વચનમાં વક્રતા નથી હોતી, જે સરળ અને વિનીત છે — તે ઉત્તમ પ્રકૃતિનો છે. (૨૫૬)

## ४. मानसिक चिकित्सा

२५७. मोह मतवाल मेट, समता वर, मन नीं लहर निवारी ।
ए थारे सारे री बातां, होवै सुख अधिकारी ॥

२५८. अवगुण पोतांना अवलोके, ध्यान निरंतर धारी ।
समचित कर अवगुण नें छांडे, ते सेणा नर-नारी ॥

२५९. शब्द रूप रस गन्ध फर्श, मन गमता मिलिया भारी ।
राग भाव नीं लहर मिटावै, तो थारी सिरदारी ॥

२६०. स्तवना शब्द विविध सांभल नें, सम रस हिया मझारी ।
निंदा शब्द सुणी नहीं डोलै, तो थारी बलिहारी ॥

२६१. सुन्दर रूप अलंकृत पेखी, रीझै नहि लिगारी ॥
अशुभ रूप देखी नहि खीझै, तो तूं जग अधिकारी ॥

२६२. निज अभ्यास प्रभाव वंस पर, नाचै नट इकतारी ।
नित प्रति मन वश करण समपणो, ए अभ्यास बधारी ॥

२६३. सोवत उठत बेसत बहुविध, कार्य करण सुविचारी ।
सम परिणाम हिये संभर क्षण-क्षण अभ्यास वधारी ॥

મોહની મસ્તી અને મનના તરંગને હટાવી સમતા ધારણ કર. તેમ કરવું તારા હાથમાં છે. તેમ કરીને તું સુખનો અધિકારી થઈ શકીશ. (૨૫૭)

જે પોતાના અવગુણો પ્રત્યે હંમેશાં સાવધાન રહે છે અને ચિત્તમાં સમત્વ ધારણ કરી અવગુણોને ત્યજે છે તે શાણું છે. (૨૫૮)

તને મનગમતાં શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ મળ્યાં છે. જો તું એમાંથી પેદા થનાર રાગના તરંગને ટાળી શકે તો તારી શક્તિની ખબર પડે. (૨૫૯)

જો તું પ્રશંસાના શબ્દો સાંભળીને હૃદયમાં સમરસ રહે છે અને નિંદાના સૂરો સાંભળીને વિચલિત નથી થતો તો તને સો સો શાબાશી. (૨૬૦)

જો તું આભૂષિત સુંદર રૂપ જોઈને પ્રિય ભાવ અને અસુંદર રૂપ જોઈને અપ્રિય ભાવ દર્શાવતો નથી, તો તું સકળ સંસારનો અધિકારી છે. (૨૬૧)

નટ જેમ અભ્યાસના પ્રભાવે એકાગ્ર થઈ વાંસ પર નૃત્ય કરે છે તેમ તું પ્રતિદિન સમતા દ્વારા મનને વશ કરવાનો અભ્યાસ કર. (૨૬૨)

સૂતાં, જાગતાં, બેસતાં કે વિવિધ પ્રકારનાં કામો કરતી વેળાએ, તું સમતાનાં પરિણામોની સતત યાદી રાખ, પ્રતિક્ષણ એનો અભ્યાસ વધાર. (૨૬૩)

२६४. क्षण-क्षण सावधान हो समपणे, कर मोह उपशम भारी।
सावधान ऊपर दुसमण नों, जोर न लगे लिगारी ॥

२६५. जीपै दश लख जोध जोरावर, रण संग्राम मझारी।
इक जीते आपण नै एहिज, जीत जबर सिरदारी ॥

२६६. समभावे अभ्यास कियां थी, अंतर सुख अधिकारी।
मानसीक दुख तरु छेदण नै, तीखी एह कुहाडी ॥

२६७. चिंता व्यथा आपदा मन की, मेटण काज विचारी।
सम परिणाम अनोपम ओखद, धरै उत्तम नर नारी ॥

પ્રતિક્ષણ સમતાના અનુભવમાં જાગ્રત બની મોહને ઉપશાંત કર. જે જાગ્રત હોય છે તેના પર શત્રુનુંય જોર નથી ચાલતું. (૨૬૪)

દશ લાખ યોદ્ધાઓને રણભૂમિમાં જીતનાર કરતાં પોતાના આત્માને જીતનાર અધિક પરાક્રમી છે. (૨૬૫)

સમતાના અનુભવનો અભ્યાસ કરવાથી આંતરિક સુખ પેદા થાય છે. માનસિક દુઃખરૂપી વૃક્ષને કાપવા માટે આ સમતાનો અનુભવ એ તીક્ષ્ણ ધારવાળી કુહાડી સમાન છે. (૨૬૬)

મનની ચિંતા, વ્યથા અને આપદાને હટાવવા માટે શાણા લોકો વિચારપૂર્વક સમતાની અનુપમ ઔષધિનું સેવન કરે છે. (૨૬૭)

## ५. मोह विजय

योगी और दासी—

२६८. सुण दासी मुझ बात, कुमर भणी मुझ मठ कन्हे।
सिंह हण्यो साक्षात्, कहतां हिवडो थडहडे ।।

२६९. सुरपति नरपति सर्व अथिर छै, श्वास रो किसो विश्वास।
तूं क्यूं हुवो रे योगी गलगलो, थारै नहीं आयो ज्ञान-प्रकाश ।।

२७०. निज आतम ज्ञान स्वभावे थिर कह्या,
ते किण सूं लूंट्या नहीं जाय।
थारो रे म्हारो माया जाल छै,
मूरख रह्या मुरझाय ।।

२७१. तूं अंतर रोगी, योगी कहण रो, निज आतम स्वभाव रो अजाण।
कुमर रो मरण देख दुमणो थयो, थारै मोटो रोग पिछाण ।।

२७२. जीव अनन्ता नित्य ही मर रह्या,
मच्छ गलागल पेख ।
तू सोच करसी रे किण-किण जीव रो,
तिण स्यूं समभाव रहणो विशेष ।।

२७३. योगी तो सुण ने रह्यो जोवतो, इण रे तो मूल न दाह।
अद्‌भुत रचना देखी एहनी, मन दृढ़ बोलै अथाह ।।

યોગી — દાસી ! મારી વાત સાંભળ. મારા મઠ પાસે એક સિંહે રાજકુમારને મારી નાખ્યો. આ કહેતાંય મારું હૃદય થડકે છે. (૨૬૮)

દાસી — ઇન્દ્ર અને નરેન્દ્ર બધા અસ્થિર છે. શ્વાસનો શો વિશ્વાસ ? યોગી ! તું કેમ ગળગળો થઈ ગયો છે ? લાગે છે કે તારા દિલમાં જ્ઞાનનો પ્રકાશ નથી આવ્યો. (૨૬૯)

આત્મા અને જ્ઞાન સ્વભાવથી જ સ્થિર છે. એને કોઈ લૂંટી નથી શકતું. તારું-મારું એ તો બધી માયાજાળ છે. છતાં મૂઢ મનુષ્ય એમાં મોહિત થઈ જાય છે. (૨૭૦)

અંતરમાં તું રોગી છે અને નામમાત્રનો યોગી. તું તારા સ્વભાવને પણ નથી જાણતો. કુમારનું મૃત્યુ જોઈને તું દુઃખી થઈ ગયો છે, એ તારા અંતઃકરણની મોટી બીમારી સૂચવે છે. (૨૭૧)

પ્રતિદિન અનંત જીવો મરી રહ્યા છે. તું જો, અહીં મત્સ્યન્યાય ચાલી રહ્યો છે. તું કોની કોની ફિકર કરીશ ? એટલે તું સમભાવ ધારણ કર. (૨૭૨)

દાસીની વાત સાંભળી યોગી જોતો જ રહ્યો. એણે વિચાર્યું — 'આ દાસીના મનમાં તો કોઈ ભય નથી. આનું તો ઘરતર જ અદ્ભુત જણાય છે. આ તો ખૂબ દઢતાપૂર્વક બોલે છે. (૨૭૩)

योगी और राजा—

२७४. सुण राजन मुझ बाण, कुमर भणी सिंह मारियो।
छूटचा नहिं मुझ प्राण, कहतां पिण कांपे हियो॥

२७५. किण रो सुत, केहनो पिता, सहु सपना री माया।
एक एकिका जीव क्यूं, बार अनन्ती पाया॥
सगपणे महा दुखदाया! योगीश्वर तूं कांइ भूल्यो रे।

२७६. योगी नाम धराय नै, कपट जपै जप माला।
तूं कंप्यो किण कारणे, थारी जीभ अग्नि री ज्वाला॥

२७७. जोग जुगत जाणै नही, अध्यातम बिन आया।
तूं उलझयो मोह जाल में, स्यूं हुवै राख लगायां॥

२७८. ज्ञान दर्शन गुण निरमला, ए सुखदायक म्हांरा।
और वस्तु म्हांरी नहीं, ए तो सर्व निकारा॥
दुखदायक सारा॥

२७९. योगी सुण इचरज हुवो, करवा लागो विचारो।
वज्र हियो एहनो सही, जीत्यो मोह विकारो॥

योगी और रानी—

२८०. सुण मैया मुझ बाण रे, कुमर भणी सिंह मारियो।
छूटचा नही मुझ प्राण, कहतां पिण कंपे हियो॥

યોગી — રાજન્ ! મારી વાત સાંભળો. એક સિંહે રાજકુમારને મારી નાખ્યો. હું આપને આ કહી રહ્યો છુ, એટલા માત્રથી મારું હૃદય કંપી રહ્યું છે. મારા પ્રાણ નીકળતા નથી એટલું જ બાકી છે. (૨૭૪)

રાજા — કોણ કોનો પુત્ર ? અને કોણ કોનો પિતા ? આ બધી સ્વપ્નની માયા છે. દરેક જીવે બીજા જીવ સાથે અનંત વાર સંબંધો બાંધ્યા છે. આ સંબંધોએ એમને ખૂબ દુઃખ દીધું છે. યોગીશ્વર ! તમે કેમ ભૂલ્યા ? (૨૭૫)

તું યોગી નામ ધારણ કરીને જૂઠી માળા ફેરવે છે. તું કેમ કંપાયમાન થયો ? તારી જીભ અગન-જ્વાળા જેવી લપકી રહી છે. તું મોહનો મતવાલો છે. સાંભળ, (૨૭૬)

તારી આધ્યાત્મિક ચેતના જાગી નથી, એટલે તું યોગીની રીત જાણતો નથી. તું મોહની જાળમાં ફસાયો છે. જ્ઞાન મેળવ્યા વિના માત્ર ભભૂતિ લગાવ્યે શું થશે ? (૨૭૭)

જ્ઞાન અને દર્શન એ બે નિર્મળ ગુણ છે અને સુખદાયી છે. તે જ પોતાના સ્વાભાવિક છે. બીજી કોઈ વસ્તુ મારી નથી, બધી મારા માટે નકામી અને દુઃખદાયી છે. (૨૭૮)

રાજાની વાત સાંભળી યોગીને આશ્ચર્ય થયું. એણે વિચાર્યું — 'આનું હૃદય વજ્ર જેવું છે. આણે મોહવિકારને જીતી લીધો છે. સાચે જ આ મોહ-વિજેતા છે.' (૨૭૯)

યોગી — 'રાણી ! મારી વાત સાંભળો. એક સિંહે રાજકુમારને મારી નાખ્યો છે. હું આટલું તમને કહું છુ તેમાંય મારું હૃદય કંપી રહ્યું છે. હજી મારા પ્રાણ નીકળતા નથી એટલું જ બાકી છે.' (૨૮૦)

२८१. रे भोला भरम में क्यूं भमै, क्यूं तुझ झालज ऊठा।
किण री मा सुत केहना, ए सहु वातज झूठी ॥

२८२. ज्ञान दरसण चरण मांहरा, ते तो कोइय न लूंटे ।
निरमल गुण सुध आतमा, कहो किण विध खूटे ॥

२८३. वो बार अनंती पुत्र हुवो, हूं वार अनंती हुई माता ।
मोह तणै परताप स्यूं, किया नया-नया नाता ॥

२८४. सगपण सहु संसार ना, सगला झूठा हूं जाणूं ।
कारण कर्म बंधण तणों, त्यारों मोह किम आणूं ॥

२८५. पौ ऊपर भेला हुवै, उन्हाले नर आई ।
तेम सहु आई मिल्या, खिण मां विछड़ जाई ॥

२८६. तरु ऊपर रवि आथम्या, पंखी हुवै बहु भेला ।
प्रात समय सहु बिछड़े, तिम ही सजना ना मेला ॥

२८७. तिण स्यूं कुमर म्हारो नहीं, म्हारा गुण मुझ पासो ।
कुटुम्ब विटम्ब दुखदायका, हूं तो जाणूं तमासो ॥

२८८. योगी मन इचरज हुवो, सांभल माता री वाणी ।
अद्‌भुत रचना एहनी, मैं तो प्रत्यक्ष जाणी ॥

योगी और पत्नी—

२८९. सांभल बहिनी बात, तुझ बल्लभ मुझ मठ कन्है ।
सिंह हण्यो साक्षात, कहता हिवडो थड़हड़ै ॥

રાણી — 'અરે ભોળા યોગી ! તું ભ્રમમાં કેમ ભૂલ્યો છે? તારા મનમાં આ મોહની જ્વાળા કેમ ભભકી? કોણ કોની માતા અને કોણ કોનો પુત્ર છે? એ બધી વાત જ જૂઠી છે. (૨૮૧)

જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ મારા સ્વાભાવિક ગુણો છે. એને કોઈ લૂંટી નથી શકતું. એ શુદ્ધ આત્માના નિર્મળ ગુણો છે. તું જ બતાવ કે એ ક્યાંથી નાશ પામવાના છે? (૨૮૨)

તે અનંત વાર મારો પુત્ર થયો છે, હું અનંત વાર તેની માતા બની છુ. મોહના પ્રતાપે આપણે નવા નવા સંબંધો ઊભા કરતાં જ રહીએ છીએ. (૨૮૩)

સંસારમાં જેટલા સંબંધો છે તે બધાને હું ખોટા માનું છુ, તે બધા કર્મબંધને કારણે ઉદ્ભવેલા છે. હું તેના તરફ મોહ કેમ કરુ? (૨૮૪)

ઉનાળાની મોસમમાં લોકો પરબ પર ટોળે વળે છે. તે જ રીતે બધાં સગાં-સંબંધી જુદાં જુદાં સ્થળોએથી આવી મળ્યાં છે. બધા ક્ષણભર બાદ જુદાં પડવાનાં છે. (૨૮૫)

સૂર્યાસ્ત થતાં પંખીઓ ઝાડ ઉપર એકઠાં થાય છે, પ્રભાત થતા પાછા છૂટાં પડે છે. આવું જ છે સ્વજનોનું મિલન. (૨૮૬)

આ દૃષ્ટિએ હું કહું છું કે કુમાર મારો નથી. મારા ગુણો મારી પાસે જ છે. આ કુટુંબ એક દુ:ખદ વિટંબણા છે. હું એને એક તમાશો જ માનું છું. (૨૮૭)

રાણીનાં વચન સાંભળી યોગી પણ અચંબામાં પડી ગયો — 'આનું ઘડતર અદ્ભુત છે એ મેં પ્રત્યક્ષ જોયુ.' (૨૮૮)

યોગી — હે બહેન ! મારી વાત સાંભળ. મારા મઠની પાસે એક સિંહે તારા પતિને મારી નાખ્યો છે. આ કહેતાંય મારુ હૃદય ધ્રૂજે છે. (૨૮૯)

२९०. मुझ वल्लभ मुझ मांय विराजै, ज्ञान चरण गुण धीर।
अवर सहू सुपनां री माया, तू क्यूं हुवो दिलगीर॥

२९१. स्थिति अनुसार परिवार सहू ए, मात तात सुत वीर।
पिउ बहिन भतीजी भाणेजी कोइय न बांटे पीर॥

२९२. मुझ प्रीतम मुझ पास निरन्तर, आत्म स्वभाव अमीर।
अयोगी, अभोगी, अरोगी, असोगी, ज्ञान अखण्ड गुण धीर॥

२९३. अभेदी, अवेदी, अखेदी, अछेदी, चेतन निज गुण हीर।
तेह हण्या किण रा न हणीजै, नहि कोई नो सीर॥

२९४. आतम मित्र एही सुखदायक, आतम निज गुण हीर।
आत्म अमित्र राग द्वेष तणें वश, चिहुं गति भ्रमण जंजीर॥

२९५. तू योगीश्वर धूजण लागो, न आयो ज्ञान सधीर।
ज्ञान दर्शन पर है अति ऊंडो, तूं फसियो मोह जंजीर॥

२९६. योगी सुण हरख्यो घणों, मन में करे विचार।
मोहजीत राजा तणों, निरमोही परिवार॥

ગૃહિણી – મારા પ્રિયતમ તો મારા અંતરમાં વિરાજમાન છે. એ છે જ્ઞાન અને આચાર. બીજું બધું તો સ્વપ્નની માયા છે. યોગી! તમે શા માટે દિલગીર થાઓ છો? (૨૯૦)

સંયોગ અનુસાર આખો પરિવાર – માતા, પિતા, પુત્ર, ભાઈ, પતિ, પત્ની, બહેન, ભત્રીજી અને ભાણેજી — એકત્ર થાય છે. પણ કઠણાઈના વખતમાં કોઈ ભાગ નથી લેતું. (૨૯૧)

મારો પ્રિતમ નિરંતર મારી પાસે છે. એ છે આત્મસ્વભાવ. તે અયોગ (પ્રવૃત્તિ રહિત), અભોગી, નીરોગી, અશોક, જ્ઞાનસ્વરૂપ, અખંડ ગુણયુક્ત અને ધીર છે. (૨૯૨)

તે મારાથી અભિન્ન, વાસનારહિત, અખિન્ન, અછિન્ન, ચેતન એવો મારો જ ગુણ છે. તે ગુણ કોઈના દ્વારા પ્રહાર કરવા છતાંય મરતો નથી. એમાં કોઈનો કોઈ ભાગ-લાગ નથી. (૨૯૩)

એ આત્મા જ સુખદાયી મિત્ર છે. આત્મા જ મારો પોતાનો ગુણ છે. રાગ-દ્વેષને લીધે આત્મા જ મારો દુશ્મન બને છે, તે જ ચારે ગતિમાં ભ્રમણ કરાવનાર જંજીર બને છે. (૨૯૪)

હે યોગીશ્વર! તમે કાંપવા કેમ લાગ્યા? લાગે છે કે હજી તમને સાચું જ્ઞાન મળ્યું નથી. જ્ઞાન અને દર્શન રૂપી દાર ખૂબ ગહનમાં છે અને તમે મોહની બેડીથી બંધાયેલ છો. (૨૯૫)

આ વાત સાંભળી યોગી ખૂબ જ રાજી થયો, તે મનમાં વિચારવા લાગ્યો – 'મોહ-વિજેતા રાજાનો સમગ્ર પરિવાર નિર્મોહી છે.' (૨૯૬)

# ९. आत्म-निरीक्षण

## आत्म-संबोध

२९७. जीता जन्म सुधार, तप जप कर तन ताइयै ।
छिन मे ह्वै तन छार, दिन थोड़ा मे देखजै ।।

२९८. जीता निज दुख जोय, कुण-कुण कष्टज भोगव्या ।
अब दिल मे अवलोय, ज्यूं सुख लहियै सासता ।।

२९९. स्नेह राग संताप, जीता निश्चय जाणजै ।
समभावे चित थाप, 'अप्प-सुख'[1], दुख बहुला अख्या ।।

३००. स्तुति जश और प्रशंस, हिवड़ै सुण नहि हरखियै ।
अवगुण द्वेष न अंश, सुण तू 'जय' निज सीखड़ी ।।

३०१. क्रोध अगन उपसंत, खिम्या चित्त धारै खरी ।
धीर गंभीर धरंत, कठिन वचन नवि काढ़ियै ।।

३०२. 'जय' सागर सम जाण, महिमागर मुनिवर सही ।
अखिल परम्पर आण, ?ल्प दिवस मे अचल सुख ।।

३०३. वेरी मान विखेर ('जय'), नरमाई गुण नीपजै ।
हिवडे पर गुण हेर, निज ओगुण सुण निंद मा ।।

---

१. अल्प सुख

હે જીત! આ જન્મને સુધારી લે, તપ અને જપ દ્વારા શરીરને કસી લે. આ શરીર તો ક્ષણભરમાં રાખનો ઢગલો થઈ જાય છે. તે થોડા દિવસમાં જ જોઈ લેજે. (૨૯૭)

હે જીત! તું તારા કષ્ટો જો. તેં કયા કયા કષ્ટ નથી વેઠયા? હવે મનમાં આલોચના કર, જેથી શાશ્વત સુખ મળે. (૨૯૮)

હે જીત! સ્નેહ-રાગ સંતાપજનક છે એ તું નિશ્ચયપૂર્વક જાણી લે. ચિત્તને સમભાવમાં સ્થાપિત કર. સ્નેહ-રાગમાં સુખ ઓછું અને દુ:ખ વધારે છે. (૨૯૯)

સ્તુતિ, કીર્તિ અને પ્રશંસાથી ફૂલાઈશ નહીં. નિંદા સાંભળી સહેજ પણ દ્વેષ કરીશ નહીં. હે 'જય'! તું તારી જ શીખામણ સાંભળ. (૩૦૦)

ક્રોધની આગને શાંત કર, ચિત્તમાં ક્ષમા ધારણ કર, ગંભીરતા અને ધૈર્ય ધારણ કર. મુખથી ક્યારેય કઠોર વચન બોલીશ નહીં. (૩૦૧)

હે જય! મહિમાવંત મુનિવરો સાગર સમાન મર્યાદાશીલ હોય છે. તેથી તેઓ થોડા સમયમાં જ શાશ્વત સુખ મેળવે છે. (તું પણ તેવો જ થજે.) (૩૦૨)

હે જય! અભિમાન રૂપી શત્રુનો નાશ કર, જેથી વિનમ્રતાનો ગુણ થશે. હૃદયમાં બીજાના ગુણોને સ્થાન દે. પોતાના અવગુણ જો. કોઈની નિંદા ન કરીશ. (૩૦૩)

३०४. 'जय' निज आदि सुजोय, विविध पणै तू दुख लह्यो।
'अल्प-कठिन'[1] अवलोय, कोपै तू किण कारणै ॥

३०५. 'जय' खिम्या वर टोप, वचन समिति बख्तर प्रवर।
अधिक गुणागर ओप, आतमगढ़ आराधियै ॥

३०६. भू-सम 'जय' गंभीर, निष्प्रकम्प मंदर गिरी।
हेरे निज गुण हीर, ध्यान सुधारस ध्याय नै ॥

३०७. धर धन्नो चित्त धीर, अल्प काल आराधियै।
तूं कर धर तप तीर, सखरी सुण 'जय' सीखड़ी ॥

३०८. उलझ्यो काल अनाद, अंतर गुण 'जय' ओलखो।
प्रवर प्रशान्त प्रसाद, धर खिम्या वर खान्त स्यूं ॥

३०९. चतुराई चित चिंत, सुध निज कारज साधिये।
मत कर बीजो मित, आत्म मित्त 'जय' अचल कर ॥

३१०. 'जय' अन्तिम जगदीश, कुण-कुण तप अघ क्षय किया।
धरम खिम्या धारीश, अवर न तप आदर सकै ॥

आत्म-चिंतन

३११. जो साचा नै झूठा कहूं, तो परभव रै मांय।
जीभ पामणी दोहिली, विविध पणै दुख पाय ॥

---

१. थोडी कठिनाई

હે જય! તું તારા પૂર્વકાળને જો. તેમાં તેં અનેક પ્રકારના દુઃખ ભોગવ્યાં છે. હવે સહેજ કઠણ પરિસ્થિતિ જોઈને તું ક્રોધ કેમ કરવા લાગે છે? (૩૦૪)

હે જય! ક્ષમા રૂપી શિરસ્ત્રાણ અને વચન-સમિતિ રૂપી કવચ ધારણ કરીને ગુણરૂપી ખજાનો ભરેલા આત્મ-ગઢમાં પ્રવેશ કર. (૩૦૫)

હે જય! તું પૃથ્વી જેવી ગંભીર અને મેરુ જેવી નિશ્ચળ અવસ્થા ધારણ કરી સુધારસ જેવા ધ્યાનનો અભ્યાસ કરી પોતાના ગુણોની શોધ કર. (૩૦૬)

ધન્ય ઋષિ જેવા ધૈર્યને ધારણ કર, જેથી અલ્પ કાળમાં આરાધના સફળ બને. તું તપ રૂપી તીર હાથમાં લે. હે જય! આ સુંદર શીખામણ સાંભળી લે. (૩૦૭)

તું અનાદિ કાળથી મુંઝાયેલો છે. હવે અંદરના ગુણોને ઓળખ. ઉત્તમ, પ્રશાંત અધ્યાત્મ-પ્રસાદ મેળવીને ભાવનાપૂર્વક ક્ષમા ધારણ કર. (૩૦૮)

એ ચતુરાઈ તું ચિત્તમાં ચિંતન કર જેનાથી પોતાના શુદ્ધ કાર્યની સિદ્ધિ થાય. કોઈ બીજાને મિત્ર બનાવ મા, હે જય! આત્માને જ પોતાનો પાકો મિત્ર બનાવી લે. (૩૦૯)

હે જય! ભગવાન મહાવીરે તપથી કેવાં કેવાં કર્મોને ક્ષીણ નહોતાં કર્યાં? તું બીજા તપ ન કરે તો કંઈ નહીં, ક્ષમા-ધર્મ તો જરૂર સ્વીકારજે. (૩૧૦)

જો હું જૂઠને સાચું કહીશ તો બીજા જન્મમાં વાણી મળવાની મુશ્કેલ છે અને અનેક પ્રકારના દુઃખ ભોગવવાં પડશે. (૩૧૧)

३१२. भोला बालक जेम आलोवे, आचार्यादिक पासो।
न्हाय धोय ने निर्मल हुवै, जिम आतम उज्जवल जासो॥

३१३. छोटा-मोटा दोष आलोवै, पिण लाज-शरम नहिं ल्यावै।
उत्तम जीव कहीजै तेहनै, देव-जिनेन्द्र सरावै॥

३१४. गण थी नीकलिया, टालोकर गण बार।
तसु वंद्या पूज्या, ते निन्दू इह वार॥

आत्मालोचन

३१५. ज्ञान तणी तथा ज्ञानवंत नी, अवज्ञा असातना कीधी।
तेहनों पिण मुझ 'मिच्छामि दुक्कड', हिवै निंदा तज दीधी॥

३१६. गहन बात कोई देखी सिद्धांत नी, शंका भरम मन आण्यो।
तेहनो पिण सहु 'मिच्छामि दुक्कड', हिव मैं सत्य कर जाण्यो॥

३१७. एकम चवदस पूनम चन्द सम, मुनि कह्या जति-धर्म धारी।
त्यां मे साधपणा री शंका राखी, ते 'मिच्छामि दुक्कड' उदारी॥

३१८ मन गुप्ति माहे दोष लगायो, अशुध मन वरतायो।
तेहनो पिण मुझ 'मिच्छामि दुक्कड', हिव हूँ आणंद पायो॥

मैत्री

३१९. किणहिक मत सती सूं आया, कलुष भाव जो ताम।
कठिन वचन तसु कह्या हुवे तो, खामं ले ले नाम॥

જે આચાર્યાદિ પાસે ભોળા બાળકની જેમ આલોચના કરે છે, ન્હાઈ ધોઈને નિર્મળ થયેલની જેમ તેમનો આત્મા ઉજ્જ્વળ બને છે. (૩૧૨)

જે નાના મોટા બધા દોષોની આલોચના કરે છે, તેમ કરવામાં શરમ કે સંકોચ અનુભવતો નથી તે ઉત્તમ જીવ કહેવાય છે. તીર્થંકરો પણ તેની પ્રશંસા કરે છે. (૩૧૩)

ગણથી અલગ થઈ જનાર વ્યક્તિઓની વંદના-પૂજા કરી હોય તો તે હું નિંદું છું. (૩૧૪)

મેં જ્ઞાન તથા જ્ઞાનીની કોઈ અવજ્ઞા કે વિરાધના કરી હોય તો તે દુષ્કૃતની આલોચના કરું છું, મારી ભૂલનો સ્વીકાર કરું છું. હવે મે તેમની વિરાધના છોડી દીધી છે. (૩૧૫)

સૂત્રોનાં ગહનતમ વિષયોમાં મનમાં શંકા થઈ હોય તો તે દુષ્કૃતની હું આલોચના કરુ છું, મારી ભૂલનો એકરાર કરું છું. હવે હું ગહન તત્ત્વનો યથાર્થ રૂપમાં સ્વીકાર કરું છું. (૩૧૬)

ચારિત્રિક ઉજ્જ્વળતાની દૃષ્ટિએ કેટલાક મુનિઓ એકમના ચંદ્ર જેવા અને કેટલાક ચૌદશ-પૂનમના ચંદ્ર જેવા હોય છે. એમના સાધુપણામાં મેં શંકા કરી હોય તો તે દુષ્કૃતની આલોચના કરું છું, મારી ભૂલનો એકરાર કરું છું. (૩૧૭)

મનોગુપ્તિમાં દોષ કર્યો હોય, મન અશુદ્ધ કર્યું હોય એ દુષ્કૃત માટે હું આલોચના કરું છું, મારી ભૂલનો એકરાર કરું છું. હવે હું મનોગુપ્તિમાં આનંદ પ્રાપ્ત કરી ચૂકયો છું. (૩૧૮)

કોઈ સાધુ-સાધ્વી પ્રતિ મનમાં દુષિત ભાવ આવ્યો હોય, એમને કઠોર વચનો કહ્યાં હોય તો નામ લઈ લઈ એમની ક્ષમા માંગવી. (૩૧૯)

३२०. रेकारा तूंकारा किण नै, राग-द्वेष वस दीध।
तेह थी खमतखामणा म्हांरा, एम वदै सुप्रसीध ॥

३२१. कठिन सीख दीधी हुवै किण नै, लै'र वैर मन आण।
खमतखामणा म्हारा तेह थी, वदै नरम इम वाण ॥

दुष्कृत गर्हा और सुकृत अनुमोदना

३२२. भव माहे भमतां, ऊंधी श्रद्धा धारी।
मिथ्या मत सेव्यो, ते निन्दू इहवारी ॥

३२३. वलि ऊंधी परूपी, घाली ओरां रे शंक।
सगलां री साख सूं, ते निन्दू तज बंक ॥

३२४. ज्ञान दर्शन चारित्र तप भला, भवदधि मांहि जिहाज।
सम्यक् प्रकारे सेविया, ते अनुमोदूं आज ॥

३२५. सूत्र सज्झाय कीधी वलि, ध्यायो वारु ध्यान।
जती-धर्म दश विध धरयूं, ते अनुमोदूं जान ॥

३२६. शासन सदा दिढावियो, गणपति ना गुणग्राम।
अधिक हरख धर उच्चरया, ते अनुमोदूं ताम ॥

सम्यग्-भावना

३२७. पुन्य पाप पूरव कृत, सुख दुख नां कारण।
पिण अन्य जन नहीं, इम करै विचारण ॥

३२८. पूरव कृत अघ जे, भोगविया मुकाई।
पिण वेद्यां विना, नहिं छूटको थाई ॥

કોઈને રાગ-દ્વેષથી 'એ' યા 'તું' શબ્દોથી સંબોધન કર્યું હોય તો એમની હું ક્ષમા માગું છું. આ પ્રમાણે સહુની સમક્ષ કહેવું. (૩૨૦)

દ્વેષથી કે વેરભાવથી કોઈને કઠોર વચનોમાં શીખામણ આપી હોય તો તેમની ક્ષમા યાચું છું. એ પ્રમાણે વિનમ્ર વચન બોલવું. (૩૨૧)

સંસારમાં વિચરતાં અસત્યમાં શ્રદ્ધા વ્યક્ત કરી હોય કે મિથ્યા મતનું સેવન કર્યું હોય તેની હવે હું નિંદા કરું છું. (૩૨૨)

મેં અસત્યનું નિરૂપણ કર્યું હોય, બીજાઓને સત્ય પ્રત્યે શંકાશીલ બનાવ્યા હોય – હવે બધાની સાક્ષીએ સરળતાપૂર્વક હું તેની નિંદા કરું છું. (૩૨૩)

સંસારરૂપી સમુદ્રમાં વહાણ સમાન જ્ઞાન-દર્શન-ચારિત્ર્યની આરાધના સમ્યક્ રૂપે કરી હોય તેની હું અનુમોદના કરું છું. (૩૨૪)

આગમસૂત્રોનો સ્વાધ્યાય કર્યો હોય, પ્રશસ્ત ધ્યાન કર્યું હોય, દશ પ્રકારના શ્રમણધર્મનું અનુશીલન કર્યું હોય તેની અનુમોદના કરુ છું. (૩૨૫)

શાસનની પ્રભાવના કરી હોય, અત્યન્ત હર્ષ સાથે આચાર્યના ગુણો જનતા સમક્ષ પ્રસ્તુત કર્યાં હોય તેની અનુમોદના કરું છું. (૩૨૬)

આત્મદર્શી પુરુષ ભાવના ભાવે છે: પૂર્વ અર્જિત પુણ્ય અને પાપ, સુખ અને દુ:ખનાં કારણ છે, બીજા કોઈ કારણો નથી. આ હોય છે તેનું ચિંતન. (૩૨૭)

પૂર્વાર્જિત અશુભ કર્મ ભોગવવાથી ક્ષીણ થાય છે, ભોગવ્યા વિના એનો છૂટકારો નથી થતો. (૩૨૮)

३२९ जे समकित विण म्हैं, चारित्र नी किरिया ।
वार अनंत करी, पिण काज न सरिया ॥

३३०. हिवैं समकित चारित्र, दोनूं गुण पायो ।
वेदन समपणैं, सह्यां लाभ सवायो ॥

३३१. सूको तृण पूलो, जिम अग्नि विषेहो ।
शीघ्र भसम हुवैं, तिम कर्म दहेहो ॥

३३२. जिम तप्त तवैं जल-बिन्दू विललावैं ।
तिम दुख सम चिते, सह्यां अघ क्षय थावैं ॥

३३३. जिनकल्पिक साधू, लियैं कष्ट उदीरो ।
तो आण्यां उदय, किम थाय अधीरो ॥

३३४. सह्या वार अनंती, दुख नरक निगोदो ।
तो आ वेदना सहूं, आण प्रमोदो ॥

३३५. अति रोग पीडाणा, जग दुख बहु पावैं ।
ते संभरी सहै, वेदन समभावैं ॥

३३६. शूली फांसी फुन, भालां सूं भेदैं ।
बहु जन जग विषैं, अति वेदन वेदैं ॥

३३७. ते तो जीव अज्ञानी, हूं तो ज्ञान सहीतो ।
समभावे सहूं, वेदन धर प्रीतो ॥

સમ્યકત્વ વિનાના ચારિત્ર્યનો મે અનંતવાર અભ્યાસ કર્યો, તો પણ મારુ કાર્ય (લક્ષ્ય) સિદ્ધ થયું નહીં. (૩૨૯)

આ વખતે મને સમ્યકત્વ અને ચારિત્ર બન્ને ગુણ મળ્યાં છે. આ વેદનાને સમભાવપૂર્વક સહન કરવાથી સવાયો લાભ થશે. (૩૩૦)

જેમ અગ્નિમાં નાખેલ સૂકા ઘાસનો પૂળો તરત સળગી જાય છે તેમ કષ્ટકાળમાં સમભાવ રાખવાથી કર્મ બળીને ભસ્મ થઈ જાય છે. (૩૩૧)

જેમ તપેલ તવા ઉપર પડેલું પાણીનું ટીપું પળભરમાં વિલીન થઈ જાય છે, તેમ કષ્ટકાળમાં સમભાવ રાખવાથી કર્મ ક્ષીણ થઈ જાય છે. (૩૩૨)

જિનકલ્પી સાધુ ઉદીરણા કરીને કષ્ટને આમંત્રણ આપે છે, તો પછી સહેજે ઉદયમાં આવેલ કષ્ટ વેળાએ અધીર શા માટે બનવું જોઈએ? (૩૩૩)

મે અનંત વાર નરક-નિગોદના દુઃખો પણ સહ્યાં છે, તો આ વેદના આનંદપૂર્વક કેમ સહન ન કરું? (૩૩૪)

આ જગતમાં અનેક પ્રકારના રોગોથી પીડિત મનુષ્યો ખૂબ દુઃખ પામે છે. એ બધાને યાદ કરીને વેદના સમભાવપૂર્વક સહન કરવી જોઈએ. (૩૩૫)

કોઈ મનુષ્યને શૂળીએ ચડાવવામાં આવે છે, કોઈને ફાંસીએ લટકાવાય છે, અને કોઈને ભાલાથી વીંધી નાખવામાં આવે છે. આ જગતમાં લોકો આમ અત્યંત વેદનાનો અનુભવ કરે છે (૩૩૬)

તે અજ્ઞાની જીવો છે. હું તો જ્ઞાની છુ. એટલે વેદનાને હર્ષપૂર્વક સમભાવથી સહન કરું. (૩૩૭)

३३८. ए तो सुख नों हेतु, सहियां समभावै ।
बहु अघ निर्जरे, पुण्य थाट बंधावै ।।

३३९. सुर सुख नीं वांछा, मन में नहिं कीजै ।
सुख सुर-लोक नां, दुख हेतु कहीजै ।।

३४०. सुख आतमीक नी, वांछा मन करतो ।
इह विधि वेदना, सहै समचित धरतो ।।

अनशन

३४१. अनंत मेरु मिश्री भखी, पिण तृप्त न हुवो लिगार ।
इम जाणी मुनि आदरै, अणसण अधिक उदार ।।

३४२. प्रथम नमोत्थुणं गुणै, सिद्ध भणी सुखकार ।
द्वितीय नमोत्थुणं बली अरिहंत ने धर प्यार ।।

३४३. धर्माचारज नै करै, निमल चित्त नमस्कार ।
त्याग करै त्रिहुं आ'र ना, जावजीव लग सार ।।

३४४. अवसर देखी नै करै, उदक तणों परिहार ।
तृषा परिषह ऊपना, अडिग रहै अणगार ।।

३४५. सूर चढै संग्राम में, तिम मुनि अणसण मांय ।
कर्म-रिपू हणवा भणी, सूर वीर अधिकाय ।।

સમભાવથી સહન કરવામાં સુખ રહેલ છે, એનાથી ઘણા પાપકર્મની નિર્જરા થાય છે. અને પ્રચુર પુણ્યનો બંધ થાય છે. (૩૩૮)

દૈવી સુખોની ઇચ્છા મનમાં ન કરવી, કારણ કે દૈવી સુખો દુઃખના હેતુ છે. (૩૩૯)

મનમાં આત્મિક સુખની વાંછના કરવી. આ રીતે સમચિત્તની ધારણા દ્વારા વેદના સહન કરવી. (૩૪૦)

આ જીવે અગણિત મેરૂ જેટલી ખાંડ ખાધી છતાં પણ તે ધરાયો નહીં. એવું જાણીને (ઉચિત અવસર આવ્યે) મુનિ ઉદાર અનશન સ્વીકારે છે. (૩૪૧)

સર્વ પ્રથમ સિદ્ધોના વંદન માટે શક્ર-સ્તુતિ (નમોત્થુણં)નો પાઠ કરવો. બીજી વાર અર્હંતોના વંદન માટે શક્ર-સ્તુતિ બોલવી. (૩૪૨)

પછી ધર્માચાર્યને નિર્મળ ચિત્તે વંદન કરવા. નમસ્કારવિધિ કર્યા પછી યાવજ્જીવન (જીવનપર્યંત) પાણી સિવાયના આહાર માત્રનો ત્યાગ કરવો. (૩૪૩)

યોગ્ય સમય આવતાં પાણી પણ ત્યજી દેવું. તરસનો પરિષહ સહન કરવામાં મુનિએ અડગ રહેવું. (૩૪૪)

જેવી રીતે યોદ્ધો સમરાંગણમાં આક્રમણ કરે છે, તેવી રીતે મુનિ પણ અનશનમાં કર્મરૂપી શત્રુઓ પર આક્રમણ કરવા માટે અધિક પરાક્રમી બને છે. (૩૪૫)

## ७. साधना

### योग

३४६. वाहन शकटादि वहितां उल्लंघे, अटवी विषम कंतारो।
प्रवर जोग विषै वहितां मुनीश्वर, शीघ्र उल्लंघे ससारो ।।

### स्थितप्रज्ञ

३४७. पुद्गल सुख तृष्णा नहीं, शिव पद नी अति चाय।
निश्चयवंतज मानवी, त्यांनै नहि तमाय ।।

### आध्यात्मिक सुख

३४८. नहि जेहवो सुख सुर इन्द्रां नै, नहि चक्री वर राया।
उपशम सुख अनुपम अति मोटो, वीतराग पद पाया ।।

### ध्यान

३४९. आतम उत्तम सुगुण अखिलता, परखे पुरुष प्रवीन।
पर स्वभाव पुद्गल मझे रे, एह मोह मतवाला लीन ।।

३५०. प्रकृति शान्त उपशान्त चित्त, मृदु मार्दव सुकमाल।
अनित्य अशरण एकत्व त्रि, ध्यावै ध्यान विशाल ।।

४५१. स्थिर आसन एकान्त रही रे, स्वासा सूरत लगाय।
पदस्थ पिंडस्थ आदि वर, इक मुहूर्त्त लग ध्याय ।।

३५२. काल नियम नियमित धर निश्चय, अवश्य धार मतिमान।
निरुपाधी निरमलपणों रे, स्नेह राग रति हान ।।

વાહન કે ગાડી દ્વારા માણસ જેમ અટવીને પણ જલદી પાર કરી જાય છે, તેમ યોગનું વહન કરનાર સંસારને પાર કરી જાય છે. (૩૪૬)

જેના મનમાં ભૌતિક સુખની ઝંખના નથી અને મોક્ષસુખની આતુરતા નથી તે સ્થિતપ્રજ્ઞ મનુષ્ય છે. તેના માટે કોઈ રાત નથી — પ્રકાશ જ પ્રકાશ છે. (૩૪૭)

એવું સુખ દેવો કે દેવેન્દ્રોને પણ મળતું નથી, રાજાઓમાં શ્રેષ્ઠ ચક્રવર્તીને પણ પ્રાપ્ય નથી. ઉપશમનું સુખ અનુપમ છે, સહુથી મોટું છે. તે વીતરાગને પ્રાપ્ત થાય છે. (૩૪૮)

પ્રવીણ પુરુષ આત્માની પવિત્રતા અને અખંડતાને પારખી લે છે. તે જાણી જાય છે કે પર-સ્વભાવવાળા પુદ્ગલમાં તે જ લીન બને છે જે મોહથી મૂઢ બને છે. (૩૪૯)

શાંત પ્રકૃતિ અને શાંત ચિત્ત, કોમળ પ્રકૃતિ અને કોમળ ચિત્ત, સુકુમાર ભાવના તથા અનિત્ય, અશરણ અને એકત્વ એ ત્રણ અનુપ્રેક્ષાઓનો અભ્યાસ — આ બધું ધ્યાન માટે જરૂરી છે. (૩૫૦)

એકાંત સ્થાન, સ્થિર આસન અને શ્વાસની સ્મૃતિ અથવા પદસ્થ અને પિંડસ્થ ધ્યાનનો અભ્યાસ એક મુહૂર્ત સુધી કરવો જોઈએ. (૩૫૧)

નિયત સમય, નિયત પદ્ધતિ અને અડગ નિશ્ચય — આ ત્રણે જરૂરી છે. ધ્યાનના નિયમિત પ્રયોગથી ચિત્ત ઉપાધિરહિત અને નિર્મળ બને છે, રાગ-આસક્તિ ક્ષીણ થાય છે. (૩૫૨)

३५३. इम दिन-दिन अति वृध करी रे, मिटै विषय विषवाद।
जगत अनादर अरुचि भाव भज, सम दम उपसम साध ।।

ध्यान-विधि

३५४. स्थिर आसन एकान्त रहि, प्राणायाम प्रसाधि।
भ्रू मध दृष्टि सुथाप मन, सझिये ध्यान समाधि ।।

३५५. पद पर ध्यान पदस्थ वर, 'अधुवे' इत्यादीन।
निज बीतक दुख चिंतवत, उदासीन आसीन ।।

३५६. अनापात जन स्थान जई, तन मन स्थिर धर ध्यान।
वो दिन बेला कब हुस्यै, मिटत धंध दुख-खान ।।

३५७. मध्याह्ने संध्या पछै, प्रात समय निशि माय।
अवश्य नियम करी नै जुड्यां, मिटिये विषय उपाध ।।

जेठानी-देवरानी

३५८. जेठाणी जी स्यूं न्यारा रहिस्यां रा।
म्हानै म्हारा संत सत्यां री छै सीख।
जेठाणी स्यूं न्यारा होस्यां राज ।।ध्रुवपद।।

३५९. असुध निज गुण वड बंधव घर, त्रिया कुमति अनाद जेठाणं
सुध निज गुण लघु बंधव घर सुपति त्रिया देराणी

३६०. चरखो ध्यान शुक्ल वर ध्यास्यां, कातां सूत हजारी।
चेतन पिउ रे पाग चरण तप शील सुरंगी मुझ साड़ी ।।

આ રીતે પ્રતિદિન આ અભ્યાસ કરવાથી વિષયની તૃષ્ણા નાશ પામે છે, પૌદ્‌ગલિક પદાર્થો પ્રત્યે અરુચિ અને નફરતના ભાવો વધે છે, અને શમ, દમ તથા ઉપશમનો વિકાસ થાય છે. (૩૫૩)

એકાંત સ્થાન, સ્થિર આસન અને પ્રાણાયામનો અભ્યાસ કરી તથા ભ્રૂ મધ્યમાં દૃષ્ટિ અને મનને સ્થાપીને ધ્યાન અને સમાધિની સાધના કરવી. (૩૫૪)

પદોનું ધ્યાન પદસ્થ ધ્યાન કહેવાય છે. 'અધુવે'[1] ઇત્યાદિ પદોનું ચિંતન અથવા પોતાને વીતેલ દુઃખદ ઘટનાઓનું ચિંતન કરવાથી પદાર્થો પ્રત્યે ઉદાસીનતાનો ભાવ જાગે છે. (૩૫૫)

'જ્યાં અવરજવર ન હોય તેવા સ્થાનમાં, શરીર અને મનને સુસ્થિર બનાવીને ધ્યાન કરું' – તેવો દિવસ અને વેળા ક્યારે આવશે? દુઃખ ઉત્પન્ન કરનાર દ્વંદ્વોનો નાશ કરવાનો આ ઉપાય છે. (૩૫૬)

મધ્યાહ્ન, સાંજ, પ્રાતઃકાળ અને રાત્રિમાં નિયમિત રૂપે એનો પ્રયોગ કરવાથી વિષયની ઉપાધિ નાશ પામે છે. (૩૫૭)

/

હવે અમે જેઠાણીથી જુદા રહેવાના. અમને સાધુ-સાધ્વીઓએ શિખામણ દીધી છે. એટલે અમે જેઠાણીથી જુદા થવાના. (૩૫૮)

અશુદ્ધ નિજ ગુણ મોટો ભાઈ છે. મોટાભાઈની પત્નીનું નામ છે કુમતિ, અને નાના ભાઈની પત્નીનું નામ છે સુમતિ. કુમતિ જેઠાણી છે અને સુમતિ દેરાણી. (૩૫૯)

જેઠાણીથી જુદી થઈને હું શુક્લ ધ્યાનરૂપી રેંટિયો ચલાવીને ઉત્તમ સૂતર કાંતીશ. પતિને માટે હું ચરણ અને તપરૂપી પાઘડી અને પોતાને માટે શીલરૂપી સુરંગી સાડી વણીશ. (૩૬૦)

---

[1] સરખાવો – ઉત્તરાધ્યયન, ૮ ૧

३६१. तन नै अल्प आधार देईनै, भारी माल कमास्या।
आया गया नै सीख समापी, सीतल वाणी सुणास्या ॥

३६२. कुगुरु कुदेव पूजे जेठाणी, म्हारे सुगुरु सुदेवा।
म्हांनै अविचल शिवपुर मिलसी, जेठाणी नै नरक मिलेवा ॥

३६३. जुदा हुवां रो नांगल करस्यां, संत सती गुण खाणी।
फासुक सुध आहार वहिरावी, (इम) घर मांड्यो देराणी ॥

भक्त के लक्षण

३६४. ज्ञान श्रेय अभ्यास थी, ध्यान ज्ञान थी शिष्ट।
ध्यान थकी तज कर्म फल, तेह थी शान्ति विशिष्ट ॥

३६५. सर्वभूत पर द्वेष तजि, सर्व मित्र सम जाण।
ममत भाव अहंकार तज, सुख दुख भाव समान ॥

३६६. पर नैं दुखदायी नहीं, पर थी आप न दुख।
तजे हर्ष उद्वेग भय, ते मुझ भक्त प्रत्यक्ख ॥

३६७. निर्वाण शुचि दक्ष मन, उदासीन नहिं धंध।
आरंभ त्यागी सर्वथा, ते मुझ भक्त सुनन्द ॥

३६८. सुख दुख हरख न शोग ए, चिंता कांक्षा नांहि।
पुण्य पाप बेहूं तजे, ते मुझ भक्त ओछाहि ॥

३६९. शत्रू मित्री सम गिणै, तिमज मान अपमान।
शीत उष्ण सम दुक्ख सुख, वर्जत संग सुजान ॥

શરીરને આવશ્યક આધાર આપીને એના દ્વારા ભારે નફો કરીશ. આવતા-જતાંને શિખામણ દઈને શીતળ વાણી સંભળાવીશ. (૩૬૧)

જેઠાણી કુગુરુ અને કુદેવની પૂજા કરે છે. અમે સદ્‌ગુરુ અને સુદેવને શરણે ગયા છીએ. અમને શાશ્વત સુખ આપનાર શિવપુરી મળશે, જ્યારે જેઠાણી માટે નરક તૈયાર છે. (૩૬૨)

જેઠાણીથી જુદા થયાનો અમે ઉત્સવ કરીશું. સાધુ અને સાધ્વીઓને શુદ્ધ આહાર વહોરાવીશું. આ રીતે દેરાણીએ પોતાનું જુદું ઘર વસાવ્યું. (૩૬૩)

અભ્યાસથી જ્ઞાન કલ્યાણકર છે, જ્ઞાનથી ધ્યાન વિશિષ્ટ છે. ધ્યાન દ્વારા કર્મફળનો ત્યાગ કરી શાન્તિ મેળવાય છે. (૩૬૪)

કોઈ પણ પ્રાણી પ્રતિ દ્વેષ ન કરનાર, બધાનો મિત્ર (અને સર્વ પ્રત્યે કરુણાળુ), મમત્વ અને અહંકાર વિનાનો, સુખ-દુઃખમાં સમભાવ રાખનાર અને સહિષ્ણુ (છે તે મને પ્રિય છે.) (૩૬૫)

જે બીજાને દુઃખ આપતો નથી અને બીજાઓથી પોતે દુઃખી થતો નથી, જે હર્ષ, ગર્વ, ભય અને ઉદ્વેગને છોડે છે, તે પ્રત્યક્ષપણે જ મારો ભક્ત છે. (૩૬૬)

વાંછનારહિત, શુદ્ધ, દક્ષ અંતઃકરણધારી, ઉદાસી અને વ્યથા-રહિત તથા બધા જ આરંભોને ત્યજનાર જે મારો ભક્ત છે તે મને પ્રિય છે. (૩૬૭)

જે સુખમાં હર્ષ અને દુઃખમાં શોક નથી કરતો, ચિંતા કે આકાંક્ષા નથી કરતો, શુભ અને અશુભ બન્નેનો ત્યાગ કરે છે તે મારો ભક્ત છે અને મને પ્રિય છે. (૩૬૮)

શત્રુ અને મિત્રને સમાન ગણે છે, માન અને અપમાનને સમાન ગણે છે, ઠંડી-ગરમી કે સુખ-દુઃખને સમાન માને છે તથા જે સંગનો ત્યાગ કરે છે. (૩૬૯)

३७०. निंदा स्तुति में तुल्य मन, मौन धार संतुष्ट।
घर त्यागी अरु स्थिर मती, शोभे भक्त प्रियष्ट ॥

साधना के प्रयोग : आचार्य भिक्षु—१

३७१. भारी गुण भिक्खू तणां, कह्या कठा लग जाय।
मरण धार सुध मग लियो, कुमिय न राखी काय ॥

३७२. परमपुरी धुर पगथियो, श्री जिन श्रद्धा सार।
सुध सरध्यां समकित सही, भिक्खू कियो विचार ॥

३७३. धर्म तणां द्वेषी घणां, लागू बहुला लोग।
समझाया समझै नहीं, अधिक मूढ़ अजोग ॥

३७४. जब भिक्खू मन जाणियो, कर तप करू किल्याण।
मग नहिं दीसै चालतो, अति घन लोग अजाण ॥

३७५. घर छोड़ी मुझ गण मझे, संजम कुण लै सोय।
श्रावक नै बलि श्राविका, हुंता न दीसै कोय ॥

३७६ एहवी करे आलोचना, एकन्तर अवधार।
आतापन बलि आदरी, संतां साथै सार ॥

३७७. चौविहार उपवास चित, उपधि ग्रही सहु संत।
आतापन लै बन मझै, तप कर तन तावंत ॥

નિંદા કે સ્તુતિમાં સમાન ચિત્ત રાખે છે, મૌનધારી અને સંતુષ્ટ છે, ગૃહત્યાગી અને સ્થિરબુદ્ધિ છે, તે ભક્તિમાન છે. તે મને પ્રિય છે. (૩૭૦)

આચાર્ય ભિક્ષુના ગુણો અપાર છે, એનું વર્ણન કેવી રીતે કરું? એમણે મૃત્યુને હથેળીમાં લઈને શુદ્ધ માર્ગ અપનાવ્યો. એમાં કોઈ કસર ન રાખી. (૩૭૧)

જૈન તત્ત્વમાં શ્રદ્ધા એ શિવપુરી (મોક્ષ)ના માર્ગનું પહેલું પગથિયુ છે. તત્ત્વની શુદ્ધ શ્રદ્ધા થવાથી જ સમ્યક્ત્વ થાય છે. આચાર્ય ભિક્ષુએ એમ વિચાર કર્યો. (૩૭૨)

પરંતુ લોકો ધર્મ તરફ દ્વેષ કરે છે, તેઓ ખાઈપીને મારી પાછળ પડયા છે. તેઓ અતિ મૂઢ અને અયોગ્ય છે. સમજાવવા છતાં સમજતા નથી. (૩૭૩)

આ પરિસ્થિતિમાં આચાર્ય ભિક્ષુએ નિશ્ચય કર્યો કે, હું તપ કરીને આત્મ-કલ્યાણ કરું. આ ધર્મ ચાલે એવું લાગતું નથી, કેમ કે લોકો ખૂબ અજ્ઞાન છે. (૩૭૪)

ઘર છોડીને મારા ગણમાં કોણ દીક્ષા લેશે? શ્રાવક અને શ્રાવિકાઓ પણ નહીં હોય એમ લાગે છે. (૩૭૫)

એવી આલોચના કરી તેમણે એકાંતરા ઉપવાસ કરવાનું શરૂ કર્યું, સૂર્યના તાપમાં આતાપના લેવા લાગ્યા. બધા સંતોએ એમને સાથ આપ્યો. (૩૭૬)

તેઓ બધા સાધુઓ સાથે ઉપધિ લઈ જંગલમાં જઈ આતાપના લેતા. આ રીતે એમણે શરીરને તપથી તપાવ્યુ. (૩૭૭)

३७८. पंच वर्ष पहिछाण, नित्य अन्न पिण पूरो ना मिल्यो।
बहुलपणे वच जाण रें, घी चोपर तो ज्यांही रह्यो॥

३७९. थिरपालजी फतेचन्दजी इम कहै, स्वाम भिक्खू ने सोय।
क्यूं तन तोड़ो थे तपसा करी, समझता दीसै बहु लोय॥

३८०. थे बुद्धिमान थांरी थिर बुद्धि भली, उत्पत्तिया अधिकाय।
समझावो बहु जीव सेणां भणी, निर्मल बतावी न्याय॥

३८१. तपसा करां म्है आतम तारणी, अधिक पौंहच नहीं और।
आप तरो थे तारो अवर नैं, जाझो बुद्धि नो जोर॥

३८२. संत बड़ा रो वचन भिक्खू सुणी, धारचो धर चित्त धीर।
न्याय विशेष बतावता निरमला, हरख्यो हियडो हीर॥

३८३. दान दया हद न्याय दीपावता, ओलखावता आचार।
जिन वच करि प्रभु भाग जमावता, समझ्या बहु नर नार॥

साधना के प्रयोग : आचार्य भिक्षु—२

३८४ सुध चारित निरतिचारो, दुक्करकारो।
दोय घड़ी निरदोखो, चारित्र पालै चोखो।
इम सुध तन मन सूं भावै, तो केवल पावै॥

३८५. इम वचन सुण झट सुघट सुध वट प्रकट भिक्खू उच्चरै,
घटिका जु बे सुध चरण निरमल अमल करि केवल वरे।
बे घडि तलक वक काय नासा रूंध समभावे रहूं,
थिर चित्त अधिक पवित्त अति हित चित्त थी केवल लहूं॥

એમને પાંચ વર્ષ સુધી રોજ અન્ન પણ પૂરું ન મળતું. ઘી, તેલ વગેરેની તો વાત જ શું કરવી? (૩૭૮)

મુનિ થિરપાલ અને ફતેહચંદજીએ આચાર્ય ભિક્ષુને કહ્યું, 'આપ તપસ્યા કરી શરીરને શા માટે સૂકવો છો? એમ જણાય છે કે ઘણા માણસો સાચી વાત સમજશે. (૩૭૯)

આપ બુદ્ધિમાન અને સ્થિરમતિ છો. આપ સમજદાર લોકો પાસે ન્યાયપૂર્વક સાચી વાત રજૂ કરો. (૩૮૦)

અમને આજ્ઞા આપો જેથી અમે આત્મ-કલ્યાણકર તપશ્ચર્યા કરીએ. એથી વધુ અમારી ક્ષમતા નથી. આપની બુદ્ધિ પ્રબળ છે એટલે આપ આત્મકલ્યાણ સાથે અન્યનું પણ કલ્યાણ કરો.' (૩૮૧)

આચાર્ય ભિક્ષુએ દીક્ષા-પર્યાયમાં મોટા એવા બન્ને સાધુઓનું વચન સાંભળ્યું અને તે સ્વીકાર્યું. તેઓ અતિ નિર્મળ ન્યાય લોકોને દર્શાવવા લાગ્યા. તેઓનું હૃદય અતિ ઉલ્લાસથી ભરાઈ ગયું. (૩૮૨)

તેઓ દયા અને દાનના અર્થ સમજાવતા, આચારનો પરિચય કરાવતા, જિન-વાણી અનુસાર તીર્થંકરના ધર્મની સ્થિરતા સ્થાપિત કરતા. આ પ્રયત્નો દ્વારા અનેક લોકો સત્યને સમજ્યા. (૩૮૩)

આચાર્ય રૂઘનાથજીએ કહ્યું, 'શુદ્ધ અને અતિચાર વિનાના સંયમનું પાલન કરવું ખૂબ દુષ્કર છે. કોઈ બે ઘડી પણ દોષરહિત સંયમનું પાલન કરે, તન-મનના ભાવોને શુદ્ધ રાખે તો તે કેવળજ્ઞાન મેળવી શકે.' (૩૮૪)

આ વાત સાંભળી સ્પષ્ટ અને સરળ રીતિથી કુશળબુદ્ધિ આચાર્ય ભિક્ષુએ કહ્યું, 'જો બે ઘડી ભરના નિર્મળ સંયમનું પાલન કરવાથી કેવળજ્ઞાન મળતું હોય તો હું બે ઘડી સુધી વાણી, શરીરક્રિયા અને શ્વાસ થંભાવીને સમભાવપૂર્વક રહું અને સ્થિરચિત્ત તથા મંગળકારી ભાવનાથી કેવળજ્ઞાન મેળવી લઉં.' (૩૮૫)

साधना के प्रयोग : मुनि थिरपाल, फतै

३८६. तपसी तप करता बिहुं, शीत उष्ण वरसाल।
बड़ वैरागी विनय वर, रूड़ा मुनि ऋषपाल॥

३८७. निरहंकारी निर्मला, निर्लोभी निकलंक।
हलुआ कर्म उपाधि करी, आर्जव उभय अवंक॥

३८८. शीतकाल अति शीत सहै, पछेवड़ी परिहार।
जन निशि देखी जाणियो, ए तपसी अणगार॥

साधना के प्रयोग : मुनि खेतसीजी

३८९. तन नी चंचलता तजै, रजै उत्तम गुण ठांण।
लजै दोस थी सांति चित्त, भजै अमर निरवांण॥

३९०. पतिव्रता जिम पिउ तणी, सेव करै दिन रात।
तिम भिक्खू ने आगलै, जोड़ खड़ा रे हाथ॥

साधना के प्रयोग : मुनि हेमराजजी

३९१. नव वरसां पाछै ब्रह्म व्रत अदरावो,
कुशील सेवा तणां मुझ त्याग करावो॥

३९२. इम सुण नै भिखू, झट सूंस कराया।
कहै तुझ त्याग है, वच सरस सुहाया॥

---

મુનિ થિરપાલજી, અને ફતેહચંદજી બન્ને ઠંડી, ગરમી અને વરસાદ — સઘળી ઋતુઓમાં તપ કરતા. તેઓ ખૂબ વૈરાગ્યવાન, વિનયી અને શ્રેષ્ઠ મુનિઓ હતા. (૩૮૬)

તેઓ અહંકારરહિત, નિર્મળ, નિર્લોભ અને નિષ્કલંક હતા. તેઓ કર્મ અને ઉપકરણ બન્નેમાં હળવા હતા. એમનો આર્જવ પ્રશસ્ત હતો. (૩૮૭)

ઠંડીની ઋતુમાં તેઓ ઉપરનું વસ્ત્ર છોડી દઈ ઠંડી સહન કરતા. રાતે તેમને આવી મુદ્રામાં જોઈ લોકો સમજી જતાં કે તેઓ તપસ્વી છે. (૩૮૮)

શરીરની ચંચળતાને ત્યજનારા, ઉત્તમ ગુણસ્થાનમાં પહોંચેલા, દોષોથી દૂર રહેનારા, ચિત્તની શાંતિવાળા મુનિ ખેતસીજી (મૃત્યુ બાદ) સ્વર્ગગામી અને નિર્વાણગામી હતા. (૩૮૯)

જેવી રીતે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની દિવસ-રાત સેવા કરે છે, તેવી રીતે તેઓ આચાર્ય ભિક્ષુ સમક્ષ હાથ જોડી ખડેપગે રહેતા. (૩૯૦)

[આચાર્ય ભિક્ષુએ કહ્યું, 'હેમ! તું વારંવાર દીક્ષા લેવાની વાત કરે છે, પણ લઈશ ક્યારે? મારા જીવતાં કે મર્યા પછી?' આચાર્ય ભિક્ષુનું આ કથન મુનિ હેમરાજજીને સચોટ અસર કરી ગયું. તેઓ તત્કાલ બોલી ઊઠ્યા —] 'ગુરુદેવ! મને નવ વર્ષ પછી અબ્રહ્મચર્યનો ત્યાગ કરાવો.' (૩૯૧)

આ સાંભળી આચાર્ય ભિક્ષુએ તત્કાળ સુંદર વાણી દ્વારા તે રીતના ત્યાગની બાધા લેવરાવી. (૩૯૨)

३९३. नव वरस तैं राख्या, परणवा निमत्तो,
हेम कहै सही, तुम वच ए सत्तो ।।

३९४. तब भिक्खू स्वामी, तसु न्याय बतावै,
लेखो तेह्नों, भिन-भिन दरसावै ।।

३९५. एक वर्स आसरे, परणीजत लागै,
आठ वरस रह्या, सुण लेखो आगे ।।

३९६. एक वर्स आसरे, पीहर रहै नारी ।
तब पाछै रह्या, वर्ष सात विचारी ।।

३९७. तिण में दिन रा त्याग, तुम्ह दिल मांही परखो ।
तब पाछै रह्या, साढा तीन बरखो ।।

३९८. साढा तीन बरस में, त्याग पंच तिथ तासो ।
तब पाछे रह्या, दोय बरस चिहुं मासो ।।

३९९. एक पोहर मठेरो, चिहुं पोहर निश मांयो ।
पाप कुशील नो, षट् मास इण न्यायो ।।

४००. षट् मास आसरे, रह्यो बाकी कुशीलो ।
तिण रै वासते किम कीजे ढीलो ।।

४०१. नव वरस रो चारित्र, तू कांय गमावे ।
किंचित् सुख कारणे, इम मुनि समझावै ।।

४०२. तब हेम बोलिया, शील अदराय देवो ।
त्याग करावियां, स्वामी स्वयमेवो ।।

પછી આચાર્ય ભિક્ષુ બોલ્યા, 'તેં નવ વર્ષની છૂટ લગ્ન માટે રાખી ખરું ?' ત્યારે મુનિ હેમરાજજીએ કહ્યું, 'ખરી વાત છે.' (૩૯૩)

એ વેળાએ આચાર્ય ભિક્ષુએ વિસ્તારપૂર્વક એક દલીલ એમની સામે મૂકી. (૩૯૪)

તેઓ બોલ્યા, 'તને એક વર્ષ તો લગ્ન કરતાં લાગશે. એટલે બાકી આઠ રહ્યા. (૩૯૫)

લગ્ન બાદ એક વર્ષ સુધી તારી પત્ની એના પિયરમાં રહેશે. બાકી સાત વર્ષ બચ્યા. (૩૯૬)

તું દિવસે અબ્રહ્મચર્યસેવનનો ત્યાગ રાખીશ એ હિસાબે સાડા ત્રણ વર્ષ બીજા બાદ કરીએ. બાકી રહ્યા સાડા ત્રણ વર્ષ. (૩૯૭)

સાડાત્રણ વર્ષમાં પાંચ[1] તિથિઓના દિવસે તું બ્રહ્મચર્ય-પાલન કરીશ. એટલે પાછળ વધ્યા ૨ વર્ષ અને ૪ મહિના. (૩૯૮)

રાત્રિના ચાર પહોરમાંથી એક પહોર કરતાંય ઓછો સહવાસ થશે. એ પ્રકારે અબ્રહ્મચર્યનો સમય ૨ વર્ષ ૪ મહિના ઉપરથી ઘટીને માત્ર ૬ મહિનાનો થઈ જશે. (૩૯૯)

અબ્રહ્મચર્ય માટે ૬ મહિનાનો સમય બચે છે, એના માટે થઈને દીક્ષા લેવામાં વિલંબ શા માટે કરવો જોઈએ ?' (૪૦૦)

આચાર્ય ભિક્ષુએ એમને સમજાવ્યું, 'સહેજ સુખ માટે (છ માસ માટે) તું નવ વર્ષનો સમય કેમ ગુમાવવા માગે છે ?' (૪૦૧)

ત્યારે હેમરાજજી બોલ્યા, 'મને અત્યારથી જ બ્રહ્મચર્યનું વ્રત લેવરાવો.' આચાર્ય ભિક્ષુએ પોતે જ એમને અબ્રહ્મચર્યનો ત્યાગ કરાવરાવ્યો. (૪૦૨)

૧. બીજ, પાંચમ, આઠમ, અગિયારશ અને ચૌદશ.

४०३. तपत ताप संवेग कर, खपत पाप संताप।
जपत जाप ध्यानैस्वरू, थिर चित्त आतम थाप ।।

४०४. रस नो त्याग कियो ऋषि, बहु विगय तणो परिहार।

४०५. सीतकाल बहु सी खम्यो, एक पछेवड़ी परिहार।

४०६. ऊभा काउसग आदर्यो, सीतकाल में सोय।
पछेवड़ी छांडी करी, बहु कष्ट सह्यो अवलोय ।।

४०७. काउसग मुद्रा थाप नै, ध्यान सुधारस लीना।
नित प्रत ऊदम अति घणो, सुगत सामी धुन कीनां ।।

४०८. कठिन वचन कहिवा तणों, जाणक कीधो नेम।
बहुलपणें नहीं वागरचो, वचनामृत सूं पेम ।।

४०९. चौथे आरे सांभल्या, खिम्या सूरा अरिहंत।
बिरला पांचमे काल में, हेम सरीखा संत ।।

साधना के प्रयोग : मुनि अमीचन्दजी

४१०. हूवो अमीचन्द ऋष नीको, तपसी तपधारी सुतीखो।
मुनि लियो सुजश रो टीको ।।

४११. सर्व सेलड़ी वस्तु छंडी, बड़ वैरागी कर्म विहंडी।
ज्यांरी प्रीत मुगती स्यूं मंडी ।।

મુનિ હેમરાજજી તપસ્યા કરતા હતા. તેમનાં પાપ અને સંતાપ ક્ષીણ થવા લાગ્યા હતા. તેઓ જાપ કરતા અને ચિત્તને આત્મામાં સ્થિર કરવા ધ્યાનમાં મગ્ન રહેતા. (૪૦૩)

એમણે (મુનિ હેમરાજજીએ) રસ-ત્યાગ[1] કરીને રસ-પરિત્યાગ-ની સાધના કરેલી. (૪૦૪)

ઠંડીની મોસમમાં તેઓ માત્ર એક વસ્ત્ર ઓઢીને ઠંડી સહન કરતા. (૪૦૫)

ઠંડીના દિવસોમાં ઉપરી વસ્ત્ર છોડીને ઊભા ઊભા કાયોત્સર્ગ કરતા. એ રીતે કાય-સિદ્ધિ માટે તેઓ કષ્ટ સહન કરતા. (૪૦૬)

કાયોત્સર્ગની મુદ્રામાં તેઓ ધ્યાનરૂપી સુધારસના પાનમાં મગ્ન થઈ જતા. તેઓ પ્રતિદિન સાધનાનો ઉદ્યમ કરતા, કારણ કે તેમને ભક્તિની ધૂન લાગી હતી. (૪૦૭)

કઠોર વચન બોલવાની તો જાણે એમણે બાધા લીધી હતી. પ્રાયઃ એમણે કઠોર વચનનો પ્રયોગ કદી નહીં કરેલ. વચનામૃત પ્રતિ એમને પ્રીતિ થઈ ગઈ હતી. (૪૦૮)

ચોથા આરામાં તીર્થંકર ક્ષમાશૂર થઈ ગયા – એમ સાંભળ્યું છે. વર્તમાન યુગમાં મુનિ હેમરાજજી જેવા ક્ષમાશૂર સંત ભાગ્યે જ મળશે. (૪૦૯)

મુનિ અમીચંદ સારા સાધુ હતા. તેઓ તીવ્ર તપ કરનાર તપસ્વી હતા. એમણે સુયશરૂપી તિલક મેળવ્યો હતો. (૪૧૦)

એમણે ખાંડ કે ગોળમાંથી બનેલી સર્વ પ્રકારની મીઠાઈઓ છોડી દીધી હતી. તેઓ ખૂબ જ વૈરાગી અને કર્મનો નાશ કરનાર હતા. મુક્તિ સાથે એમની પ્રીત બંધાઈ હતી. (૪૧૧)

---

૧. દૂધ, દહીં, ઘી વગેરે રસ કહેવાય છે.

४१२ तप कीधो है विविध प्रकारो, दस दिवस तांइ चोविहारो।
थयो जिण शासण सिणगारो।।

४१३ शीतकाल सी सह्यो अपारो, उभा काउसग अभिग्रह उदारो
तिण में पछेवड़ी परिहारो

४१४. उष्णकाल आतापना लीधी, विकट तप खंखर देह कीधी।
मुनि जग मांहि सोभा लीधी।।

४१५. चौथे आरे धन्नो ऋषि सुणियो, पंचम अमीचंद सु थुणियो।
एक कर्म काटण तप भणियो।

साधना के प्रयोग : मुनि स्वरूपचंदजी

४१६. सीत काल मांहे मुनि, एक पछेवड़ी उपरंत।
बहुलपणें ओढी नहीं, बरस घणें मतिमंत।।

साधना के प्रयोग : मुनि भीमजी

४१७. बारे बरस रे आसरे, सीतकाल में सोय।
पछेवड़ी दोय परहरी, सीत सह्यो अवलोय।।

४१८. उष्ण ताप आतापना, लीधी बहोली बार।
सम दम संत सुहावणो, भीम गुणा रो भंडार।।

४१९. रस नो त्याग कियो ऋषि, नित विगय दोय उपरंत।
उत्तम करणी आदरी, ध्यान सज्झाय रमंत।।

એમણે અનેક પ્રકારની તપશ્ચર્યા કરી હતી. દશ દિવસના પાણી વિનાના ઉપવાસ એમણે કરેલા. તેઓ જિન-શાસનના શણગાર જેવા હતા. (૪૧૨)

તેઓ ઠંડીની મોસમમાં ઠંડી સહન કરતા, ઊભા ઊભા કાયોત્સર્ગ કરતા અને અભિગ્રહ (વિશેષ પ્રકારનો સંકલ્પ) સાથે માત્ર એક જ ઉપરનું વસ્ત્ર ઓઢતા.[1] (૪૧૩)

ગરમીના દિવસોમાં તેઓ સૂર્યનો તાપ સહન કરતા. એમણે કઠોર તપથી શરીરને ગાળી નાખ્યું હતું. એમનો યશ ચારે બાજુ ફેલાયો હતો. (૪૧૪)

ચોથા આરામાં (ભગવાન મહાવીરના સમયમાં) ધન્ના નામે મુનિએ ઘોર તપશ્ચર્યા કરી હતી, એમ કહેવાય છે. વર્તમાન યુગમાં એમની સરખામણી કરી શકાય તેવા મુનિ અમીચંદ હતા. કર્મ ક્ષીણ કરવા માટે તપ એક ઉત્તમોત્તમ ઉપાય છે. (૪૧૫)

મુનિ (સ્વરૂપચંદજી)એ ઠંડીના દિવસોમાં ઘણે ભાગે એકથી વધુ ઉપરી વસ્ત્ર ઓઢયું ન હતું. એ ક્રમ અનેક વર્ષ સુધી ચાલ્યો. (૪૧૬)

મુનિ ભીમરાજજીએ બાર વર્ષ લગભગ ઠંડીની મોસમમાં માત્ર બે જ ઉપરી વસ્ત્ર ઓઢીને ઠંડી સહન કરી હતી. (૪૧૭)

એમણે ગરમીના દિવસોમાં તાપ સહન કર્યો હતો. શમ અને દમથી તેઓ ખૂબ શોભતા. તેઓ ગુણોના ભંડાર હતા. (૪૧૮)

તેઓ રસ-પરિત્યાગનો પ્રયોગ કરતા હતા. પ્રતિદિન તેઓ બેથી વધુ રસનું સેવન કરતા નહીં. એમણે ઉત્તમ કરણી કરી બતાવી. તેઓ ધ્યાન અને સ્વાધ્યાયમાં રત રહેતા. (૪૧૯)

---

૧. અહીં મૂળમાં 'પરિહાર' શબ્દ ઓઢવાના અર્થમાં છે.

साधना के प्रयोग : मुनि उदयचन्दजी

४२०. दिवस पचासज किया दीपता, तेपन दिन बलि ताजा ।
छप्पन दोय वार तप छाजे, सुजश नगारा जाझा ।।

४२१. दोय मास मुनि आछ आगारे, तप रस प्याला पीधा ।
धोवण पाणी तणें आगारे, दिवस सितंतर कीधा ।।

४२२. बरस नेउआ स्यूं आठा लग, सीतकाल रै मांह्यो ।
चोलपट्टा उपरान्त न ओढ्यो, सुखे समाधे ताह्यो ।।

४२३. उगणीसे नवका थी सियाले, पछेवड़ी एक पेखो ।
शीतकाल में ओढी सुद्ध मन, बावीसा लग देखो ।।

४२४. उष्ण काल में घणां वरस लग, आतापन पिण लीधी ।

४२५. दिन उगे दिवस बावीस में, संतां ने शब्द सुणायो ।
अणसण आज खराखरी, आदरणो अधिकायो ।।

४२६. हिवै पंसठमों दिन आयो, कायक वेदन इधक जणायो ।
तो पिण सावचेत मन मांह्यो ।।

४२७ डोढ मुहूर्त रात्रि उनमान, जद पिण बोल्या वच जाण ।
चट दे मुनि छोड्या प्राण ।।

साधना के प्रयोग : मुनि सतीदासजी

४२८. मासखमण में शान्ति सयाण, नित्य हेम नी वियावच जाण
दिया दोनूंइ टक रा वखांण

મુનિ ઉદયચંદજીએ લગાતાર પચાસ દિવસના, ત્રેપન દિવસના અને બે વાર છપ્પન છપ્પન દિવસના ઉપવાસ કરેલા. જાણે કે એમના યશનાં નગારાં વાગી રહ્યાં હતાં. (૪૨૦)

ફરી છાશના નીતારેલા પાણીથી બે મહિનાના ઉપવાસ કર્યા. તેઓ તપરૂપી રસનો પ્યાલો પી રહ્યા હતા. માત્ર પાણી સાથે એમણે સત્તોતેર દિવસના ઉપવાસ કરેલા. (૪૨૧)

તેઓએ સંવત ૧૮૯૦થી ૧૯૦૮ સુધીના અઢાર વર્ષમાં, શારીરિક અસ્વસ્થતાને બાદ કરતાં, એક ઉપરી વસ્ત્ર વિના બીજું કશું નહીં ઓઢેલ. (૪૨૨)

સં. ૧૯૦૯થી ૧૯૨૨ સુધીનાં ૧૪ વર્ષ સુધી તેઓ શીતકાળમાં પણ માત્ર એક જ ઉપરી વસ્ત્ર ઓઢતા રહેલા. (૪૨૩)

અનેક વર્ષો સુધી ઉનાળામાં તેઓ સૂર્યનો તાપ સહન કરતા રહેલા. (૪૨૪)

તેઓ તપ કરી રહ્યા હતા. બાવીસમે દિવસે સવારે તેમણે સાધુઓને કહ્યું, 'આજથી મારે સાચે જ આજીવન અનશન કરવું છે.' (૪૨૫)

[મુનિ સ્વરૂપચંદજીએ અનશન કરાવરાવ્યું] તપસ્યા અને અનશનનો પાંસઠમો દિવસ આવ્યો. તે દિવસે કંઈક વેદના જણાઈ, તોપણ તેઓ માનસિક રીતે અત્યંત સ્વસ્થ હતા. (૪૨૬)

દોઢ મુહૂર્ત રાત વીત્યે તેઓએ કેટલાંક વચનો કહ્યાં અને બોલતાં બોલતાં જ પ્રાણ-ત્યાગ કર્યો. (૪૨૭)

મુનિ શાંતિ એક મહિનાની તપશ્ચર્યામાં પણ મુનિ હેમરાજજીની સેવા કરતા હતા, અને પ્રતિદિન બન્ને કાળ વ્યાખ્યાન આપતા હતા. (૪૨૮)

४२९. त्याग तीन विगै उपरांत, जावजीव किया मुनि शान्ति।
सुखदायक महा गुणवन्त ॥

४३०. दिख्या लीधी ते रात्रि मझार, ओढी दोय पछेवड़ी धार।
ऋषि जीत कह्यो तिण वार ॥

४३१. एक चदर ओढूं हूं सोय, हेम पय नेडा आया जोय।
ते पिण ओढे पछेवड़ी दोय ॥

४३२. हिवडां बाल अवस्था मांय, दोय चदर ओढ़े तू ताय ?
जीत बोल्यो इण विध वाय ॥

४३३. शान्ति जीत तणीं सुण वाण, एक ओढण लागो जाण।
तन सुखे समाधे पिछांण ॥

४३४. हेम जीव्या जठा तांइ देख, मुनि ओढ़ी पछेवड़ी एक।
कारण री बात न्यारी पेख ॥

४३५. हेम चल्यां पछै ऋषिराय, मुनि शान्ति भणी कही वाय।
दोयां स्यूं ओछी आज्ञा नांय ॥

४३६ तठा पछै ओढण लागा दोय, आचार्य रो वचन अवलोय।
सुवनीत न लोपे कोय ॥

४३७ क्षान्त गुणे शान्ति ऋषि खेम, परम नरम वचन धर पेम।
जांणै कठिन बोलण रो नेम ॥

તેમણે ત્રણ રસ સિવાયના બધા રસોનો જીવનપર્યંત ત્યાગ કર્યો હતો. તેઓ અતિ ગુણવંત અને બધાને સુખશાતા આપનાર હતા. (૪૨૯)

તેઓએ દીક્ષાની પ્રથમ રાત્રિએ બે ઉપરી વસ્ત્ર ઓઢયાં. તે જોઈને મુનિ જીતે તેમને કહ્યું — (૪૩૦)

'હું એક ઉત્તરીય ઓઢું છું. મુનિ હેમરાજજી વયોવૃદ્ધ હોવા છતાં પણ બે ઉત્તરીય ઓઢે છે. (૪૩૧)

જ્યારે આટલી નાની વયમાં જ તું બે વસ્ત્રો ઓઢે છે!' (૪૩૨)

મુનિ જીતની આ વાત સાંભળી તેમણે એક જ વસ્ત્ર ઓઢવાનું શરૂ કર્યું. (૪૩૩)

મુનિ હેમરાજજી જીવન પર્યંત, ખાસ કારણ ન હોય તો, એક જ વસ્ત્ર ઓઢતા. (૪૩૪)

મુનિ હેમરાજજીના સ્વર્ગવાસ પછી ઋષિરાયજીએ મુનિ શાંતિને કહ્યું, 'તને આજ્ઞા છે કે બેથી ઓછાં ઉત્તરીય ઓઢવાં નહીં.' (૪૩૫)

એ પછી તેઓ બે ઉત્તરીય ઓઢવા લાગ્યા. અનુશાસિત મુનિ આચાર્યની આજ્ઞાનું ઉલ્લંઘન નથી કરતા. (૪૩૬)

મુનિ શાંતિમાં શાંતિનો અતિ અદ્‌ભુત ગુણ હતો. તેઓ પ્રેમપૂર્વક ખૂબ જ મધુર વાણી બોલતા. કઠોર શબ્દો બોલવાની જાણે એમને બાધા જ હતી. (૪૩૭)

४३८. निर्लोभपणे निकलंक, आहार उपधि शरीर अवंक ।
मुनि कमल जेम निर्पंक ।।

४३९. सरलपणे शान्ति ऋष सीर, हियै निमल विमल वर हीर ।
जाणै गंग सलिल नों नीर ।।

४४०. लाघव कर्म उपधि लहलीन, सुध संजम सार सुचीन ।
एक कर्म काटण धुन कीन ।।

४४१. मार्दव मान रहित मुनिंद, चित उज्जवल पूनमचंद ।
तसु देख्यांइ पामै आनंद ।।

४४२. सत्य वयण शान्ति ऋष सूर, वर वागरै वाण पंडूर ।
कूड कपट कियो दूर ।।

४४३. वर संजम शान्ति मुनी नो, निरतिचार प्राय लहलीनो ।
मुनि निर्मल नाथ नगीनो ।।

४४४. तप बाह्य अभितर तीखो, सुखदायक सन्त सधीको ।
मुनि जिण सासण रो टीको ।।

४४५. दिल रो मुनि शान्ति दातार, असणादिक देवै उदार ।
हद समण भणी हितकार ।।

४४६. ब्रह्म शान्ति तणों अति घोर, जश धारक सील नो जोर ।
नव वाड़ सहित निहोड़ ।।

એમની નિર્લોભતા અનુપમ હતી. આહાર, ઉપધિ અને શરીર પ્રત્યે એમના મનમાં કોઈ ગ્રંથિ ન હતી. કમળની જેમ તેઓ મલિનતાથી દૂર હતા. (૪૩૮)

તેઓ સરળતાના સ્રોત હતા. એમનું હૃદય રત્ન જેવું નિર્મળ હતું, જાણે તેઓ ગંગાનદીના નીર હતા. (૪૩૯)

તેઓ કર્મ અને ઉપકરણ બન્નેમાં હળવા થઈ ગયેલા હતા. તેમણે શુદ્ધ સંયમના સારને જાણી લીધેલો. માત્ર કર્મબંધન તોડવાની જ તેમને લગન લાગી હતી. (૪૪૦)

અહંકાર વિનાની નમ્રતાને લઈને એમનું ચિત્ત પૂનમના ચંદ્ર જેવું પ્રકાશિત બની ગયું હતું, એમને જોવાથી જ મનુષ્યમાં આનંદનો આવિર્ભાવ થતો. (૪૪૧)

તેઓ શૂરવીર સત્યવક્તા હતા, કોઈ પણ વાત સ્પષ્ટપણે કહી દેતા. કૂડ-કપટ તેમણે દૂર રાખ્યાં હતાં. (૪૪૨)

એમનો સંયમ શ્રેષ્ઠ હતો. સઘળા અતિચારોથી પ્રાયઃ તેઓ દૂર રહેલા. નથનીના મણિ સમાન એમની તેજસ્વી આભા હતી. (૪૪૩)

એમનું બાહ્ય અને આંતરિક તપ સહુના માટે કલ્યાણકર હતું. તેઓ જિન-શાસનના તિલક હતા. (૪૪૪)

તેઓ ઉદારદિલ હતા. સાધુઓને ખાનપાન આદિ આપવામાં તેઓ ઉદાર અને સહુના હિતચિંતક હતા. (૪૪૫)

તેઓ પ્રચંડ બ્રહ્મચર્યના પાલક હતા. તેઓ યશસ્વી હતા, તેમની પાસે શીલનું તેજ હતું. બ્રહ્મચર્યની નવે ગુપ્તિઓથી તેઓ પૂર્ણ સુરક્ષિત હતા. (૪૪૬)

४४७. संग छांड शान्ति सुख साज, पद भव दधि केरो पाज।
यो तो जगत उधारक जिहाज ॥

४४८. मिगसर विद एकम दिन, मुनिवर तन्तु जाच्यो ताम।
जीरण चादर देख शान्ति रे, साध कहै सुण स्वाम ॥

४४९. नवी पछेवडी आप करीजे, अधिक शीत अवलोय।
पवर नीत मृष शान्ति तणीं, भल उत्तर आपै सोय ॥

४५०. सरूपचन्दजी स्वाम लाडणूं, चौमासो चित चाय।
ते निज कर स्यूं चद्दर देसी, जद ओढण रा भाव ॥

४५१. हरषचन्द अति ही हठ कीधो, त्याग किया तिणवार।

४५२. एकम रात रह्या पुर बारे, बीजे दिन अभिराम।
स्वरूपचन्दजी स्वाम पधारया, दरसण दीधा ताम।

४५३. मुख आगल तंतु सब मूक्यो, त्यां आप्यो निज पाण।
आण अखंडित इम आराधै, सखरो शान्ति सुजाण ॥

४५४. समता, खमता, दमता जमता नमता वचन निहाल।
तमता भ्रमता वमता तन मन मुनी शान्ति गुणमाल ॥

આસક્તિ છોડીને તેઓએ સઘળું સુખ પ્રાપ્ત કરી લીધુ હતું. સંસારસમુદ્રમાં તેઓ સેતુ જેવા અને જગતને તારવા માટે વહાણુ સમાન હતા. (૪૪૭)

ચાતુર્માસ પૂરા થયા. માગશર વદી એકમના દિવસે મુનિઓ ગૃહસ્થોના ઘેરથી વસ્ત્ર લઈ આવ્યા. મુનિ શાંતિના ઉત્તરીય વસ્ત્રને જીર્ણશીર્ણ જોઈ તેમણે કહ્યું — (૪૪૮)

'ઠંડી ખૂબ જ છે, આપ નવું ઉત્તરીય લો.' તેમની નીતિ અતિ ઉત્તમ હતી. તેમણે ઉત્તર આપ્યો — (૪૪૯)

'મુનિ સ્વરૂપચંદજીએ લાડનૂંમાં ચાતુર્માસ કરેલ છે. તેઓ પોતાના હાથે ઉત્તરીય આપશે ત્યારે નવું ઉત્તરીય ઓઢવાની ઇચ્છા છે.' (૪૫૦)

મુનિ હરખચંદજીએ ખૂબ આગ્રહ કર્યો, ત્યારે મુનિ શાંતિએ નવા ઉત્તરીયનો ત્યાગ જાહેર કર્યો. (૪૫૧)

મુનિ સ્વરૂપચંદજી એકમના દિવસે લાડનૂં ગામ બહાર રહ્યા અને બીજના દિવસે બીદાસર પહોંચ્યા. જઈને મુનિ શાંતિને દર્શન આપ્યાં. (૪૫૨)

સાધુઓએ પેલાં કપડાં તેમની સામે રાખ્યાં. તેમણે તે લઈ પોતાના હાથે મુનિ શાંતિને આપ્યાં. આ રીતે તેઓ અનુશાસનની અખંડ આરાધના કરતા હતા. તેઓ આવા સુજ્ઞ હતા. (૪૫૩)

એમની સમતા, ક્ષમાશીલતા, દમ, યમ અને વાણીની નમ્રતા અદ્દભુત હતી. તેઓ આકાંક્ષા, ભ્રમને મન અને કર્મ થકી છોડી ગુણોની માળા સમાન બની ગયા હતા. (૪૫૪)

## पराक्रम का पथ

४५५. ज्ञान ध्यान संयम विषे, रति पाम्या हो उपशम रस लीन ।
मुक्ति पंथ नेतार ते, संग त्याग्या हो भव करिवा क्षीण ।।

४५६. वीर मार्ग अति दोहिलो, किम वहियै हो कायर नर जेह ।
सहल पुरुष सूरवीर नैं, जेह थी लहियै हो भव अटवीनो छेह ।।

४५७. शिवगामी सुध संयमी, गुण धारै हो गिरुवा नां चीन ।
हूं बलिहारी तेहनीं, राग द्वेष हो ज्यां कर दिया क्षीण ।।

## मृत्यु-महोत्सव

४५८. ए मरण छै सो तो महोछव अछै, छूटे असूच तन एह ।
सोच करे किण बात रो, आछी वस्तु तो नहीं जेह ।।

४५९. आगै असंख्याता काल में, इसा कष्ट तणों नहीं काम ।
नींव लागै शिवपुर तणी, तिण सूं मृत्यु महोच्छव अभिराम ।।

४६०. ए सरीर विणसै हिवै, इण रो तो इचरज नांय ।
इत्ता वरस तांइ ए तन रह्यो, तिण रो इचरज कहिवाय ।।

४६१. देस-देस तणा आय ने, लाख मनुष्य भेला हुआ जाण ।
ते मेलो मास रही नै बिखर्‌यो, गया आप रै ठिकांण ।।

४६२. ते मिनख बिखर्‌या तेहनों, इचरज नहीं छै लिगार ।
एक मास भेला रह्या, ते इचरज अवधार ।।

જ્ઞાન, ધ્યાન અને સંયમમાં જેમની રુચિ છે, જે ઉપશમમાં મગ્ન છે, તે મુક્તિપથના નાયક છે. તેઓએ દુ:ખોને ક્ષીણ કરવા આસક્તિનો ત્યાગ કરેલ છે. (૪૫૫)

આત્માનું અનુશાસન વીરોનો માર્ગ છે. વીરોનો માર્ગ ખૂબ અઘરો છે. કાયર એ માર્ગે કેમ જઈ શકે? શૂરવીરને માટે એ સહેલો છે, સ્વાભાવિક છે. એ માર્ગે ચાલીને તે દુ:ખરૂપી અટવીને વટાવી જાય છે. (૪૫૬)

શુદ્ધ સંયમી હોવાને લીધે જે મુક્તિગામી છે, મહાપુરુષોના ગુણો પારખીને જેણે તેવા ગુણો ધારણ કરેલ છે અને રાગ-દ્વેષને જેણે ક્ષીણ કર્યાં છે તેને વારંવાર ધન્યવાદ. (૪૫૭)

[જયાચાર્યે મુનિ હેમરાજજીને કહ્યું –] 'મૃત્યુ તો મહોત્સવ છે, એમાં અપવિત્ર શરીર ત્યજવામાં આવે છે. પછી એમાં ચિંતા શાની? આ (શરીર) કંઈ બહુ સારી વસ્તુ તો નથી જ.' (૪૫૮)

[મુનિ હેમરાજજીએ પૂછ્યું – 'મૃત્યુ મહોત્સવ કઈ રીતે કહેવાય?' જયાચાર્યે કહ્યું –] 'સમાધિ-મરણ થવાથી ભવિષ્યમાં લાંબા સમય સુધી કોઈ કષ્ટ પડતું નથી અને મુક્તિનો પાયો નખાઈ જાય છે. એટલા માટે મૃત્યુ મહોત્સવ છે. (૪૫૯)

વૃદ્ધાવસ્થામાં શરીર નાશ પામે છે, એમાં કોઈ નવાઈ નથી. આટલાં વર્ષ શરીર ટક્યું એ જ આશ્ચર્ય છે. (૪૬૦)

જુદા જુદા પ્રદેશના લાખો લોકો મેળામાં એકઠા થાય છે. એકાદ મહિનો મેળો ચાલે છે, પછી વિખેરાઈ જાય છે, બધા લોકો પોતપોતાના ઠેકાણે ચાલ્યા જાય છે. (૪૬૧)

તે લોકો વિખેરાઈ જાય છે એ આશ્ચર્ય નથી. તે બધા એક મહિના સુધી એકઠા મળી રહે છે તે આશ્ચર્ય છે. (૪૬૨)

४६३. ज्यूं अनंता परमाणू भेला थई, सरीर बंध्यो छे एह ।
इत्ता बरस पुद्‌गल रह्या, हिवै विणसे छे तेह ।।

४६४. पुद्‌गल रो गलण-मलण स्वभाव छै,
ते विणसे तिण रो इचरन नांय ।
पिण इत्तरा बरस पुद्‌गल रह्या, ते इचरज कहिवाय ।।

એ જ રીતે શરીરમાં અનંત પરમાણુ એકત્ર થાય છે. આટલાં વર્ષ સુધી તે પુદ્ગલ-પરમાણુ એકઠા રહ્યા, હવે તે ક્ષીણ થઈ રહ્યા છે. (૪૬૩)

મળવું અને વિખેરાઈ જવું એ પુદ્ગલ-પરમાણુઓનો સ્વભાવ છે. આટલાં વર્ષ સુધી તે પુદ્ગલ-પરમાણુ એકઠા રહ્યા એ આશ્ચર્ય છે. એમનું વિખેરાઈ જવું એ આશ્ચર્ય નથી.' (૪૬૪)

# ८. साधु

मुनि

४६५. निरमल ध्यान सज्झाय रमै, मुनि अपापकारी भावै ।
पूरव कृत मल दूर करै, जिम कंचन अग्ने तपावै ।।

४६६. स्त्री संसर्ग विभूषा तन नीं, सरस भोजन वलि तेमो ।
आत्मगवेषी पुरुष अछै तसु, तालपुट विष जेमो ।।

४६७. निद्रा भणी बहुमान न देवै, हास्य विषे नहिं माता ।
रमै नहिं सांहोमांहि कथा कर, मुनि रहै सज्झाय में राता ।।

संत-समागम

४६८. सेव मुनि नीं कीजे ।। ध्रुवपद ।।
मुनि सेव्यां सुणवो पावै, पछै ज्ञान विज्ञानज थावै ।।

४६९. पचखांण संयम सुखदायो, फल तास अनास्रव थायो ।।

४७०. तप नै वलि कर्म वोदाणो, अकिरिया सिद्धि निर्वाणो ।।

४७१. काल अनन्ते नर भव लाधो, आर्य कुले अवतारो रे ।
दीर्घ आयु बल पूर्ण इन्द्रिय, रोग-रहित तन सारो ।।

४७२. संत समागम, आगम-वाणी, श्रवण दुलभ सरधानो ।
पा सामग्री परम सयाणी, धर्मोद्यम चित्त गणो ।।

મુનિ નિર્મળ ધ્યાન અને સ્વાધ્યાયમાં રત રહે છે. તેના ભાવો વિશુદ્ધ હોય છે. જેવી રીતે અગ્નિમાં તપેલ સોનું નિર્મળ બની જાય છે તેવી રીતે તેનાં પૂર્વ-સંચિત કર્મો બળી જાય છે. (૪૬૫)

કામભોગનાં સાધનોનો સંસર્ગ, શરીરની સજાવટ અને પ્રણિત (ભારે રસવાળું) ભોજન — આત્મશોધક માટે આ બધું તાલપુટ વિષ સમાન છે. (૪૬૬)

'મુનિએ નિદ્રા તરફ અતિ રુચિ ન રાખવી જોઈએ, અટ્ટહાસ્ય ન કરવું જોઈએ, કામભોગની કથામાં રસ ન લેવો જોઈએ, સદા સ્વાધ્યાયમાં લીન રહેવું જોઈએ. (૪૬૭)

મુનિની સેવા કરો. મુનિની સેવાથી સાંભળવા મળે છે. સાંભળવાથી જ્ઞાન મળે છે અને જ્ઞાનથી વિજ્ઞાન થાય છે. (૪૬૮)

વિજ્ઞાનથી પ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાનથી સંયમ અને સંયમથી આસ્રવ-નિરોધ થાય છે. (૪૬૯)

આસ્રવ-નિરોધથી તપ, તપથી નિર્જરા, નિર્જરાથી અક્રિયા અને અક્રિયાથી સિદ્ધિ થાય છે. (૪૭૦)

અનંત કાળ પછી મનુષ્ય-જન્મ મળ્યો છે, આર્યકુળમાં જન્મ, દીર્ઘાયુ, બળ, અવિકલ ઇન્દ્રિયો અને સ્વસ્થ શરીર મળ્યું છે. (૪૭૧)

સંત-સમાગમ, આગમ-વાણીનું શ્રવણ અને શ્રદ્ધા — આ ત્રણે દુર્લભ છે. આવી ઉત્કૃષ્ટ સામગ્રી મેળવી છે તો ચિત્તને ધર્મના ઉદ્યમમાં જોડ. (૪૭૨)

वीर-पुरुष

४७३. सौम्य मुद्रा करी शोभता, अन्तर्गत हो दह्या काम-विकार।
शीतल अमरित लोचना, चित निरमल हो करुणा भंडार ॥

४७४. सम दम खम गुण सागरू, तारक विरुद हो शरणागत धाम।
शील समाधि समता निला, संयम में हो दृढ करता थाम ॥

४७५. मुक्त संग मोह पाश थी, मूकावै हो देशना दे दयाल।
भवि जन नैं भव-पाश थी, जिने वचने हो करुणा दृष्टि निहाल।

४७६. वनिता सुख विष बेल-सा, शब्दादिक हो जाण्या फल किम्पाक।
तृष्णा मिटाय शीतल थया, चित चितव हो जस कटुक विपाक ॥

४७७. काम उन्माद जगारवा, रति-वार्ता हो युवति सविलास।
कान सुणं नहिं, मुख कहै नहीं, नहिं सुमरे हो अन्तर वृत्ति उदास ॥

४७८. भोग भीम दुखदायका, परिहरिया हो केवलियां री साख।
वमन विषोपम जाणनैं, किम करियो हो तेहनी अभिलाष ॥

४७९. विवेक दीपक घट जेहनें, जग रह्यो हो निरमल ज्ञान प्रकाश।
संसार स्वरूप विलोकता, किम राखे हो पुद्गल-सुख प्यास ॥

४८०. इन्द्रादिक नैं प्रसंसवा-योग्य, तेहिज हो इन्द्रिय दमित सधीर।
निश्चल योग तप संयम विषै, ते पामै हो भव-जल नों तीर ॥

તે (વીર પુરુષ) સૌમ્ય મુખમુદ્રાથી શોભે છે. તે આંતરિક કામ-વિકારોને બાળી દે છે. તે શીતળ હોય છે, તેની આંખોમાં અમૃત હોય છે. તે મનનો નિર્મળ અને કરુણાનો ભંડાર હોય છે. (૪૭૩)

તે શાંતિ, સંયમ અને દયાનો સાગર હોય છે. તે તારક, અને શરણાગત-વત્સલ હોય છે. તે શીલ, સમાધિ અને સમતાથી પરિપૂર્ણ અને સંયમમાં દૃઢ પરાક્રમી હોય છે. (૪૭૪)

તે સ્વયં મોહપાશથી મુક્ત હોય છે અને દયાળુ થઈ જિનવાણીની દેશના દ્વારા ભવ્યજનોને ભવ-બંધનથી મુક્ત કરે છે. (૪૭૫)

તેણે કામભોગોનાં કટુ પરિણામોનો વિચાર કરી તેમને વિષ-વેલ જેવાં અને શબ્દાદિ વિષયોને કિંપાકફળ જેવા માની તૃષ્ણાનો નાશ કરી શીતળતા મેળવી લીધી છે. (૪૭૬)

કામ-વાસનાને બહેકાવનાર કામકથા અને સવિલાસ યુવતી — એને ન તે કાનથી સાંભળે છે, ન મુખથી બોલે છે કે ન મનથી સ્મરે છે. તે આંતરિક વૃત્તિમાં ઉદાસીન રહે છે. (૪૭૭)

તેણે કેવળીની શાખે ભયંકર અને દુઃખદાયક ભોગોને છોડી દીધા છે. 'તે વમન અને વિષ બરાબર છે' એવું જાણ્યા પછી તેની અભિલાષા કેવી રીતે કરી શકાય? (૪૭૮)

જેના અંતરમાં નિર્મળ જ્ઞાનનો પ્રકાશ ફેલાવનાર વિવેકરૂપ દીપક પ્રકાશતો હોય અને તેના આલોકમાં જે સંસાર-સ્વરૂપને જોતો હોય તે પૌદ્ગલિક સુખની તૃષ્ણા કેવી રીતે રાખી શકે? (૪૭૯)

જેની ઇન્દ્રિયો શાંત છે તે જ ધૈર્યવાન પુરુષ ઇન્દ્ર વગેરે દ્વારા પ્રશંસાને લાયક છે. તપ અને સંયમમાં જેનો નિશ્ચલ યત્ન છે તે જ ભવ-સમુદ્રનો પાર પામી શકે છે. (૪૮૦)

संयम

४८१. हे प्रभु ! अल्प उपधिपणुं अल्प अभिलाषा अन्नादिक धार ।
अमूर्च्छा उपधि-रक्षण विषै, अनासक्ति भोगवता आहार ।।

४८२. अस्नेह स्वजनादिक विषै,श्रमण निर्ग्रन्थ नै ए भला पंच कै ।
जिन कहै हंता गोयमा ! मुनि नै एह प्रशस्त सुसंच कै ।।

मुनि-गुण

४८३. चरण करण गुण धरण चित, वरण अमर-वधु सार ।
मद अघ हरण सुसरण मुनि, तरण भवदधि पार ।।

४८४. अमल सुमति व्रत गुप्त सुध, विमल सील निकलंक ।
विमल ध्यान लहलीन वर, कमल जेम निष्पंक ।।

साधु कौन ?

४८५. पुद्गल सुख जाण्या मुनि पाम सा, निज गुण घर चित धार ।
कष्ट उदीरै तन ममता तजी, त्यांरी हूं बलिहार ।।

४८६. सुख दुख जाणै मुनिवर सारिखा, लाभालाभ सरीख ।
मान अनै अपमान समा गिणै, निंदा स्तुति सम दीख ।।

४८७. वांसोलै छेदै तेहनें मुनि, जाणै चंदन जेम ।
कष्ट उदै आयां मोछव गिणै, परम सुखां थी प्रेम ।।

४८८. शब्द रूप गंध रस फर्श पाडुआ, धुर जाणै तन धूल ।
ते मुनि कष्ट तणों भय किम करै, राग द्वेष अमूल ।।

ઓછાં ઉપકરણ રાખવાં, અન્ન વગેરે પદાર્થોની ઓછી ઇચ્છા કરવી, ઉપકરણો પ્રત્યે મોહ ન રાખવો, આહાર વગેરે પ્રત્યે લોલુપ ન થવું અને સ્વજનો પ્રત્યે સ્નેહ-પક્ષપાત ન રાખવો — હે ભગવંત! શ્રમણ નિર્ગ્રંથ માટે આ પાંચ તત્ત્વ પ્રશંસનીય છે? ભગવાને કહ્યું, 'હે ગૌતમ આ પાંચે તત્ત્વ શ્રમણ નિર્ગ્રંથ માટે પ્રશંસનીય છે.' (૪૮૧-૮૨)

ચરણ[1] અને કરણ[2] રૂપી ગુણને મનમાં ધારણ કરનાર, શિવ-વધૂનું વરણ કરનાર, પાપના મદનું હરણ કરનાર, શરણભૂત મુનિ ભવ-સમુદ્ર પાર કરવા માટે સેતુ સમાન છે. (૪૮૩)

તેઓ નિર્મળ સમિતિ (સમ્યક્ પ્રવૃત્તિ), વ્રત અને ગુપ્તિથી શુદ્ધ, નિર્મળ અને નિષ્કલંક ચારિત્ર્યવાળા, વિમળ ધ્યાનના લયમાં લીન અને કમળની જેમ મલરહિત હોય છે. (૪૮૪)

જે મુનિ ભૌતિક સુખને ખૂજલી જેવું માને છે, સ્વગુણ પર ચિત્તને સ્થાપિત કરે છે, જે શરીરના મમત્વને છોડીને કષ્ટો સહન કરે છે — તેને વારંવાર ધન્યવાદ. (૪૮૫)

મુનિ સુખ અને દુઃખ, લાભ અને અલાભ, માન અને અપમાન તથા નિંદા અને સ્તુતિમાં સમાન દૃષ્ટિ રાખે છે. (૪૮૬)

કોઈ વાંસલાથી કાપે તો તેને ચંદનથી લેપ કરે છે તેમ મુનિ માને છે. કષ્ટ આવે તો એને મહોત્સવ માને છે. તેનો પ્રેમ પરમ કોટિનાં સુખો સાથે હોય છે. (૪૮૭)

તે સૌ-પ્રથમ શબ્દ આદિ વિષયોને અનિચ્છનીય માને છે અને શરીરને માટી માને છે. તે કષ્ટથી કેમ ડરે? તેનું લક્ષ્ય છે – રાગદ્વેષનું ઉન્મૂલન. (૪૮૮)

---

૧. ચારિત્ર, ચરણ-સત્તરી.
૨. ક્રિયા, કરણ-સત્તરી.

सम्यग् दृष्टि की दुर्लभता

४८९. समकत हीण जे अधिक असार, यांरो असल नहीं आचार ।

४९०. थोथा चणां री भखारी थी एक, साबतो चणों मूल म पेख ।

४९१. ऊंदरा रड़बड़ कोधी आखी रात, एक कण पिण नायो हाथ ।

४९२. सांग धारयां मांहे समकत नाय, पड़े उंदर सम नर पाय ।

४९३. कोयलां री तो राब अति काली,काला वासण में रांधी कराली ।

४९४. अमावस नीं रात्रि आंधा जीमण वाला,
परुसण वालाई आंधा पयाला ।

४९५. जीमता बोलै खूंखारा करंता, कालो कांखो टालजो मतिमंता ।

४९६. कहै खबरदार होय जीम जो सोय,
रखे आय जायला कालो कोय ।

४९७. मूढ इतरो नहिं जाणे समेलो,
कालोहीज कालो हूओ भेलो ।

४९८. ज्यूं सरधा आचार रो नहिं ठिकांण,
सगलो मिलियो सरीखो आंण ।

४९९. जुर वालो गयो जीमवा, जीमणवार में जाण ।
पकवान तो कड़ुवा घणां, बद बद कहै लोकां नै वांण ।।

જેણે સમ્યક્ત્વનો સાર મેળવ્યો નથી તેમનો આચાર શુદ્ધ હોતો નથી. (૪૮૯)

એક કોઠામાં ફોફલા ચણા ભર્યાં હતા. એમાં એક પણ ચણો ભરેલો ન હતો. (૪૯૦)

ઉંદરોએ રાતભર દોડાદોડી કરી પણ એકેય ચણો તેમને હાથ ન આવ્યો. (૪૯૧)

એવી રીતે વેષધારીઓની પાછળ લોકો દોડાદોડી કરે છે પણ કંઈ સાર તેમના હાથમાં આવતો નથી. (૪૯૨)

કોલસાની કાળી કાળી રાખ બનાવી, કાળી હાંડલીમાં તે પકાવી. (૪૯૩)

અમાસની રાત હતી. જમનારા સૌ આંધળા હતા અને પીરસનારાય આંધળા. (૪૯૪)

ભોજન કરતાં ખાંસતાં ખાંસતાં તે બોલ્યા, 'આપ સહુ સમજદાર છો. એટલે ધ્યાન રાખજો. ભોજનમાં આવતી કાળી કણીઓ જુદી કરી નાખજો. (૪૯૫)

સાવધાનીપૂર્વક જમજો, ક્યાંક કાળી કણી જમવામાં ન આવી જાય. (૪૯૬)

તે મૂઢ એટલુંય જાણતા ન હતા કે બધું કાળેકાળું જ એકઠું થયું છે. (૪૯૭)

જેને શ્રદ્ધા અને આચારનો કોઈ પાયો જ નથી — બધું ધાન કાચું રહી ગયું છે એ શું દૂર કરે ? (૪૯૮)

એક તાવથી પીડાતો માણસ ભોજન-સમારંભમાં જમવા ગયો. દૃઢતાપૂર્વક તે કહેવા લાગ્યો કે બધી મીઠાઈ કડવી છે. (૪૯૯)

५००. लोक कहै लागै घणां, प्रकट मीठा पकवान।
तुझ शरीर में ताव है, जिणसूं कड़ुवा लागै छै जान॥

५०१ ज्यूं मिथ्यात रोग जाडो हुवै,
सत तास न सुहाय।

सत पुरुष

५०२. उपकारी नों उपकार न भूले, ते गिरवा गुणवन्तो।
अपराध करीनै नमण खाधां पछै, मन मे न राखै सन्तो॥
ऊंच नरां रो उत्तम मारग॥

५०३. नमण करी निज अवगुण जाण्यां, पछै खून गुनो वकस देवै।
रोष लहर मन में नहीं राखै, अपूठो तस गुण लेवै॥
ऊंच नरां रो उत्तम मारग॥

५०४. सापुरुष धीर सुजान नै गिरवा, तन मन वहु सुखदायी।
आगलो अवगुण मूल न पेखै, पोखै प्रीति सवाई॥
ऊंच नरां रो उत्तम मारग॥

५०५. आगमियां काल मांहीं नहीं चूके, छांड दियै दृष्टि खोटी।
तठा पछै त्यां स्यूं खटक न राखै, मोटा री मति मोटी॥

५०६. मोटा कुल रा मानवी, उंडो करै विचार।
सुर गिरि धर्म हियै धरी, नाणै आर्त्त लिगार॥

५०७. अदेखाई न करै और नी, ते पिण निज थी वहु हीण।
सूर खद्योत नों अरि किम हुवै, वो बेचारो दीन॥

લોકોએ કહ્યું, 'તારા શરીરમાં તાવ છે એટલે તને કડવી લાગે છે.' (૫૦૦)

આ રીતે જેને મિથ્યાત્વનો ભારે રોગ હોય છે તેને સાધુઓ સારા નથી લાગતા. (૫૦૧)

ઉચ્ચ મનુષ્યોનો માર્ગ ઉત્તમ હોય છે. જે ઉપકારકર્તાના ઉપકારને ભૂલતા નથી તે ગરવા ગુણી હોય છે. તે સંત પુરુષો અપરાધ કરીને ક્ષમા માગી લેનારના પ્રતિ મનમાં પૂર્વગ્રહ નથી રાખતા. ઉચ્ચ મનુષ્યોનો માર્ગ ઉત્તમ હોય છે. (૫૦૨)

પોતાના અવગુણને જાણ્યા પછી જે વિનયથી ઝૂકે છે તેના ખૂનના અપરાધને પણ તેઓ માફ કરી દે છે. એના તરફ એમના મનમાં રોષનો છાંટોય નથી રહેતો. ઊલટું એના ગુણનાં વખાણ કરે છે. ઉચ્ચ મનુષ્યોનો માર્ગ ઉત્તમ હોય છે. (૫૦૩)

સત્પુરુષ—ધીર, સુજ્ઞ અને ગરિમામય વ્યક્તિત્વવાળા સંતપુરુષો તન અને મનથી સુખદાયક હોય છે. પહેલાંના અવગુણો પર તેઓ ધ્યાન નથી આપતા, એટલું જ નહીં પરંતુ વધુ ને વધુ પ્રીતિ દર્શાવે છે. ઉચ્ચ મનુષ્યોનો માર્ગ ઉત્તમ હોય છે. (૫૦૪)

ભવિષ્યમાં જે ભૂલો ન કરે અને ખોટા આગ્રહને છોડી દે તેના તરફ તેઓ મનમાં દ્વેષ નથી રાખતા. મોટાઓની મતિ પણ મોટી હોય છે. ઉચ્ચ મનુષ્યોનો માર્ગ ઉત્તમ હોય છે. (૫૦૫)

મોટા કુળના મનુષ્યો ગંભીર વિચાર કરે છે. તેઓ મેરુની માફક સ્થિર મનવાળા હોય છે, ક્યારેય આર્ત્ત વિચાર નથી કરતા. (૫૦૬)

તેઓ ઈર્ષ્યા નથી કરતા. જે પોતાનાથી ખૂબ હલકું હોય તેની ઈર્ષ્યા કરવાનો અર્થ શો? ભલા, સૂર્ય આગિયાનો શત્રુ કેવી રીતે થઈ શકે? આગિયો બાપડો તેની પાસે શું વિસાતમાં? (૫૦૭)

५०८ किहां सरसप किहां सुरगिरि, किहां हीरो पुखराज ।
किहां चन्दन एरंडियो, रोष करै किण काज ॥

५०९. किहां आम किहां आमली, अंतर अधिक अपार ।
आम अदेखाई किम करै, आमली स्यूं अवधार ॥

५१०. इन्द्रवाहन न करै ईसको, देखी मनुष्य लोक ना गजराज ।
ऊंच करै ए आलोचना, रोष करतांइ आवै लाज ॥

काम-विरक्ति

५११. थे तो चतुर सीखो सुध चरचा, थे तो परहर देखो परचा ।
अै तो परचा आछा नाही, राखो समझ हिया रै माही ॥

५१२. परचो राखै ते नर भोला, त्यारो जीव करै डालाडोला ।
परचा स्यूं ओलंभो पावै, त्यारी क्यां ही शोभा नही थावै ॥

५१३. एहवा परचा रा फल जाणी, तिण नै परहरै उत्तम प्राणी ।
जिण रै परचा रो पडियो स्वभावो, छूटण रो कठिन उपावो ॥

५१४. जवर समझ हुवै हिया मांही, तो उ तुरत देवै छिटकाई ।
तिण रै पीत औरां स्यूं पूरी, गणपति स्यूं पीत अधूरी ॥

५१५. परचा वाला री भावना भावै, जाणै दरसण करवा कद आवै ।
आयां देख हियो अति हरखै, जांणै जौहरी नग नै परखै ॥

५१६. परचा वाला साम्हो नहि जोवै, बले नैण वैण नहि मोवै ।
परचो छूटण रो एह उपायो, जय गणपति एम जणायो ॥

કયાં રાઈ અને કયાં મેરુ પર્વત? કયાં હીરો અને કયાં પોખરાજ? કયાં ચંદન અને કયાં એરંડો? પોતાનાથી હીન-હીન પર રોષ શું કરવો? (૫૦૮)

કયાં કેરી અને કયાં આમલી? એ બેમાં મોટું અંતર છે. કેરી આમલીની શાને માટે ઈર્ષ્યા કરે? (૫૦૯)

ઐરાવણ હાથી સામાન્ય હાથીને જોઈને ઈર્ષ્યા નથી કરતો — ઉચ્ચ મનુષ્ય આ રીતે વિચાર કરે છે. તે ક્રોધ કરવામાં લજ્જા પામે છે. (૫૧૦)

હે ચતુર ! શુદ્ધ તત્ત્વ-ચર્ચામાં લીન રહે. કામ-આસક્તિને છોડી દે. તે સારી વાત નથી. તું તારા મનમાં આ વાત સમજી લે. (૫૧૧)

જે કામ-આસક્તિ રાખે છે તે નાદાન છે. તેનું ચિત્ત ડામાડોળ થઈ જાય છે. કામ-આસક્તિ રાખનાર ઠપકો મેળવે છે. તેની કયાંય શોભા વધતી નથી. (૫૧૨)

કામ-આસક્તિનાં આવાં પરિણામો જાણીને ઉત્તમ મનુષ્ય એને છોડી દે છે. જેને એની આદત પડી ગઈ છે તેનાથી એ છૂટવી મુશ્કેલ છે. (૫૧૩)

- જો અંતરમાં પ્રબળ જ્ઞાન હોય તો તે એને તરત છોડી દે છે, પરંતુ એને બીજાં સાથે પ્રીતિ હોય છે અને પોતાના ગુરુ સાથે જ પ્રીતિ અધૂરી હોય છે. (તેથી તે છોડી શકતો નથી.) (૫૧૪)

જેની સાથે આસક્તિ હોય તેની તે ઝંખના કરે છે, કયારે મળે તેની રાહ જોયા કરે છે. તેને આવેલ જોઈ હૃદય આનંદિત થઈ જાય છે, જાણે કોઈ ઝવેરી નંગની પરખ ન કરતો હોય! (૫૧૫)

આસક્તિવાળી વ્યક્તિની સામે ન જોવું, એની આંખો કે વાણીથી મોહિત થવું નહીં. આસક્તિ છોડવાનો આ ઉપાય છે. ગણાચાર્ય જય આ પ્રમાણે જણાવે છે. (૫૧૬)

संकल्प का चमत्कार

५१७. तीन बंधव में जीत नै, बालपणां रे मांय ।
गलै वेदना उपनी, सुखें जीम्यो नहीं जाय ।।

५१८. अजबूजी तिहां आविया, कल्लु दरसण कीध ।
धर्मोद्यम अति राखीयै, सती ए कहै सुप्रसीध ।।

५१९. कल्लु कहै 'सुण महासती ! तीजा सुत रै तास ।
धान गलै नहीं उतरे, जीवण री नहीं आस' ।।

५२०. सती कहै 'रहे जीवतो, दिख्या लेवे जांण ।
त्याग करो बरजण तणां, ताम किया पचखांण ।।

५२१. तुरंत कारण मिटियो तदा, मात-पिता हरखाय ।
जीव्यो साधां रा भाग रो, सजन कहै इम वाय ।।

दीक्षार्थी जीवन की कसौटियां : मुनि हेमराजजी

५२२. वस्त्र गहना सहित देखी हेम नै, बोली ठुकराणी वाय ।
म्हारां दौलतसिंह री सूंस छै, यूं को यूं देस्यूं परणाय ।।

५२३. जब हेम जाब दीधा इसा, थारै परणावा रो प्रेम ।
तो गाम मांही कुवारां घणा, म्हारै तो परणवां रो नेम ।।

दीक्षार्थी जीवन की कसौटियां : मुनि मोतीरामजी

५२४. कूंपाराम कहै तिह वारी, तूं थयो दिख्या लेवा त्यारी ।
थारै मस्तक मोलियो भारी, आछा वस्तर पहरण उदारी ।।

અમે ત્રણ ભાઈ હતા. એમાં હું (જીતમલ) સૌથી નાનો હતો. નાનપણમાં મારા ગળામાં દુખાવો થયો, સુખપૂર્વક જમી પણ શકાય નહીં. (૫૧૭)

તે સમયે ત્યાં (રોયટ ગામમાં) સાધ્વી અજબૂજી આવ્યાં મારાં સંસારી માતા કલ્લુજી તેમનાં દર્શનાર્થે ગયાં. સાધ્વીજીએ કહ્યુ, 'ખૂબ ઉદ્યમપૂર્વક ધર્મની આરાધના કરો.' (૫૧૮)

કલ્લુજીએ કહ્યું, 'મહાસતીજી! મારો ત્રીજો દીકરો બીમાર છે. ગળામાં પીડા ઊપડી છે, ખાઈ પણ શકતો નથી. વધુ શું કહું, હવે તો જીવવાનીય આશા નથી.' (૫૧૯)

સાધ્વીજીએ કહ્યુ, 'જો તે બચી જાય અને મુનિ-દીક્ષા લે તો તમારે અટકાવવો નહીં એવો સંકલ્પ કરો.' ત્યારે કલ્લુજીએ એવો સંકલ્પ કર્યો. (૫૨૦)

જેવો કલ્લુજીએ સંકલ્પ કર્યો કે તરત ગળું ખુલ્લું થઈ ગયુ, બીમારી મટી ગઈ. માતા-પિતા અત્યંત રાજી થયાં. કુટુંબીજનોએ કહ્યું, 'આ છોકરો સાધુઓના પુણ્યથી જ બચ્યો છે.' (૫૨૧)

મુનિ હેમરાજજીને દીક્ષાર્થી અવસ્થામાં વસ્ત્રાભૂષણથી સુસજ્જ જોઈને ગામધણીની પત્નીએ કહ્યું, 'મારા પુત્ર દોલતસિંહના સોગંદ ખાઈને કહું છું, હું તને આ જ વેશભૂષા સાથે પરણાવી દઈશ.' (૫૨૨)

ત્યારે મુનિ હેમરાજજીએ કહ્યું, 'જો આપને કોઈને પરણાવવામાં આનંદ થતો હોય તો ગામમાં ઘણાય છોકરા કુંવારા છે એમને પરણાવો. હું પરણવા માગતો નથી.' (૫૨૩)

રામસ્નેહી સાધુ કૂંપારામજીએ મોતીજી સ્વામીને કહ્યુ, 'તમે દીક્ષા લેવા તૈયાર થયા છો, (પણ) તમારે માથે ભારે પાઘડી બાંધેલી છે અને સરસ કપડાં પહેર્યાં છે. (૫૨૪)

५२५. वर मूंगिया री ए माला, गले सोहै अति सुविशाला ।
वारु वीद सरीपो दीसै, देखता हिवडो हीसै ।।

५२६. तू धुर वय संजम लेवै, घर का इम किम आज्ञा देवै ।
थारे चरण लेणो शिव मागो, तो तूं न्हाख दै शिर नो पागो ।।

५२७. वारु गै'णा वस्त्र उतारी, कर साधू नो रूप उदारी ।
छै माग खावै सुविख्यातो, इम आज्ञा देवै मा-तातो ।।

५२८. मोती सांभल नै तिणवार, वारु वस्त्र गै'णा उतार ।
साधु रूप कियो सुविचार, माग खावै गाम मझार ।।

५२९. मोती खावै मांग नै, तब कोप्या घर का ताहि ।
पकडी नै आण्या तदा, घाल्यो बेड़ी माहि ।।

५३०. एक मास रै आसरै, रह्यो ज बेड़ी बंध ।
पिण चढता परिणाम अति, मोती तणा सुसंध ।।

५३१. दीर्घ पत्थर सूं मोती तदा, तोड़ न्हाखी तिणवार ।
तत्खिण बारै नीकल्यो, भाग खावै जिहवार ।।

५३२. दिवस घणा लग मागता, पकडी आण्यो फेर ।
जनक दिया दुख अति घणा, अति दृढ मोती सुमेर ।।

५३३ वलि ऊंचा चोतरा थकी, पटक्यो मोती नै ताम ।
पकडी नै घोमालियो, तो पिण दृढ परिणाम ।।

५३४ मोती मन मे विचारियो, माग खाधा थी ताय ।
आज्ञा देता दीस नही, तो करिवू कवण उपाय ।।

તમારા ગળામાં આ મૂંગાની સુંદર માળા શોભી રહી છે. તમે વરરાજા જેવા લાગો છો, જોતાં જ હૃદય આનંદિત બની જાય છે. (પ૨૫)

તમે યુવાનીમાં સાધુ બની રહ્યા છો. ઘરના લોકો આવી ઉંમરમાં તમને મુનિ થવાની પરવાનગી કેવી રીતે આપી શકે? તમારે સાધુ બનવું હોય તો પહેલાં આ પાઘડી ઉતારી નાખો. (પ૨૬)

પછી સારાં વસ્ત્રાભૂષણો ઉતારીને સાધુનો વેશ સ્વીકારો. ભિક્ષા માગી આહાર કરો, તો તમારાં માતા-પિતા દીક્ષા માટે અનુમતિ આપે.' (પ૨૭)

મોતીજી સ્વામીએ તે વાત સાંભળી ઘરેણાં અને કપડાં ઉતારી સાધુનો વેષ ધારણ કર્યો અને ભિક્ષા માગી ખાવા લાગ્યા. (પ૨૮)

મોતી માગીને ખાય છે એ વાત જાણી ઘરના લોકો ગુસ્સે થયા. તેમને પકડીને પગમાં બેડીઓ પહેરાવી દીધી. (પ૨૯)

તેઓ લગભગ એક મહિના સુધી બેડીઓમાં જકડાયેલા રહ્યા, પરંતુ તેમ છતાં તેમનો વૈરાગ્ય-ભાવ દિનપ્રતિદિન વધતો જ ગયો. (પ૩૦)

મોતીજીએ એક મોટા પથ્થરથી બેડીઓ તોડી નાખી, તરત જ બહાર ભાગી છૂટયા અને માગીને ખાવા લાગ્યા. (પ૩૧)

ઘણા દિવસો સુધી તેઓ માગીને ખાતા રહ્યા. ફરી એમને પકડીને પાછા ઘેર લાવ્યા. પિતાએ એમને ખૂબ જ દુઃખ આપ્યું, તોપણ મોતીજી સ્વામી અતિ દૃઢ રહ્યા. (પ૩૨)

તેમને ઊંચા ચબૂતરા પરથી નીચે પટકવામાં આવ્યા અને પગ પકડી ઘસડવામાં આવ્યા, તોપણ તેમનો વૈરાગ્યભાવ ખૂબ જ દૃઢ રહ્યો. (પ૩૩)

. મોતીજીએ વિચાર્યું, 'માગીને ખાવાથી આ લોકો મને દીક્ષાની રજા નહીં આપે. હવે શું ઉપાય કરવો જોઈએ?' (પ૩૪)

५३५. घर की रोटी खावूं सदा, न करूं काम लिगार ।
इम जो जनक कायो हुवै, तो आज्ञा देवै सार ।।

५३६. एहवी करी विचारणा, रोटी घर की खाय ।
किंचित काम करै नही, बैठो जम ज्यूं ताय ।।

५३७. लोटो जल को भरे नहीं, घर का अर्थे ताम ।
बलि बालक राखै नहीं, इत्यादिक बहु काम ।।

५३८. घर में ढांढा आंवता, बाहिर काढै नांहि ।
उजाड़ देखै घर तणो, ते पिण नहि कहै ताहि ।।

५३९ घर को काम करै नही, पिण आज्ञा दे नाहि ।
एक वरस रै आसरै, इम बलि नीकल्यो ताहि ।।

५४०. एक दिवस मोती रो तात, आयो रीस में अधिक विख्यात ।
कहै मोती नै आम, तोनै कागद लिख देऊं ताम ।।

५४१. इम रीस वसै अवलोय, आज्ञा रो कागद सोय ।
निज जनक लिखी नै दीधो, मोती रो कारज सीधो ।।

५४२. तुरत मोती तिहां थी नीकल्यो, सै'र कंटाल्या मांय ।
जवान ऋषि नां दरसण करी, चरण लियो सुखदाय ।।

दीक्षार्थी जीवन की कसौटियां · मुनि सतीदासजी

५४३. कर्म थोड़ा तिण कारणै, पूर्ण धर्म स्यूं प्यार ।
वल्लभ संत लागै घणां, उत्तम जीव उदार ।।

(તેમણે અસહકારનો ઉપાય વિચાર્યો—) 'ઘરના રોટલા ખાઈશ, પણ ઘરનું કોઈ કામ નહીં કરું. એટલે મારા પિતા થાકી જશે, તો સંભવ છે કે દીક્ષાની રજા આપી દે.' (૫૩૫)

એમ વિચારી તેઓ ઘરના રોટલા ખાવા લાગ્યા, પણ કોઈ કામને હાથ પણ ન લગાડતા. યમની માફક તેઓ બેઠા રહેતા. (૫૩૬)

ઘરને માટે તેઓ પાણીનો એક લોટોય ન ભરતા, ન છોકરાઓને રમાડતા. કોઈ કામ તેઓ ન કરતા. (૫૩૭)

ઘરમાં પેસતા જનાવરને પણ તેઓ બહાર ન કાઢતા. ઘરનું કંઈ નુકસાન થતું હોય તોપણ ઘરના લોકોને જણાવતા નહીં. (૫૩૮)

તેઓ ઘરનું કંઈ કામ ન કરતા છતાં તેમને દીક્ષાની રજા ન મળી. એ રીતે એક વર્ષ વધુ વીતી ગયું. (૫૩૯)

એક દિવસ મોતીજીના પિતા ખૂબ ગુસ્સે થઈ બોલ્યા, 'હું દીક્ષાની રજાનો કાગળ લખી આપું છું.' (૫૪૦)

આ રીતે તેમણે આવેશમાં આવીને અનુમતિનો પત્ર લખી આપ્યો. મોતીજીનું કામ સફળ થઈ ગયું. (૫૪૧)

મોતીજી તરત ત્યાંથી ચાલી નીકળ્યા, કંટાલિયામાં રહેલા મુનિ જવાનજી પાસે જઈ દીક્ષા લઈ લીધી. (૫૪૨)

•

મુનિ સતીદાસજી ઘણા જ હળુકર્મી હતા. ધર્મ પ્રત્યે તેમને ખૂબ પ્રેમ હતો. તેઓ ઘણા વહાલા સંત હતા. તેઓ ઉત્તમ અને ઉદાર જીવ હતા. (૫૪૩)

५४४. अधिक बुद्धि उद्यम अधिका, थिर पद तन मन थाप।
आवै ज्ञान सु इह विधे, 'पु० घो० चौ० गु०' प्रताप॥

५४५. मात तात रे मन घणों, परणावा रो पेम।
सतीदास सैठा पणें, निमल निभावै नेम॥

५४६. एक दिवस मा मोह वस, बोली वचन विरूप।
कै मान ले परणवो, नहीं तो पडसूं कूप॥

५४७ इण विध करी डरावणी, चाली पग भर जाण।
सतीदास डरते छते, मान्यो वच माडाण॥

५४८. न्यातीला हरखत हुवा, गाया सुहव गीत।
मूंग ढोलिया शुभ दिने, थाप्यो ब्याह पुनीत॥

५४९. एक बनोलो जीमिया, मात तात मन भाय।
सांझ समै समाइ करी, श्रावकां भेला ताय॥

५५०. व्रत पचखांण नी वारता, लोक करै चित ल्याय।
सोगन भांग्या दुख लहै, नरक निगोदे जाय॥

५५१. सतीदासजी सांभली, डर पाम्यो दिल माहि।
निश्चल नेम चित निरमले पालणो आण उछाहि॥

५५२. आज्ञा आवै त्यां लगै, पाग तणां पचखांण।
जीत कराया जुगत सूं, सखरपणे सुविहांण॥

એમનાં બુદ્ધિ અને ઉદ્યમ બન્ને અસાધારણ હતાં. તન અને મન બન્નેને નિશ્ચળ બનાવવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધન છે 'પૂ. ઘો. ચિ. ગુ.' પૂ = પૂછવું, ઘો. = રટવું, ચિ. = પુનરાવર્તન અને ગુ. = ગુણન, મનન. (૫૪૪)

માતા-પિતાના મનમાં તેમનાં લગ્ન કરવાની ખૂબ હોંશ હતી. પરંતુ મુનિ સતીદાસજી દઢતા અને નિર્મળતાપૂર્વક પોતે સ્વીકારેલા નિયમો પાળી રહ્યા હતા. (૫૪૫)

એક દિવસ મોહવશ તેમનાં માતાજીએ એક અણઘટતી વાત કરી, 'કાં તો તું લગ્ન કરવાની વાત માની જા, નહીં તો હું કૂવે પડી મરું છું.' (૫૪૬)

આ રીતે માતાએ બીક બતાવી અને પછી તે કૂવા તરફ જવા લાગી. સતીદાસ ડરી ગયા અને તેમણે અનિચ્છાપૂર્વક માની વાત કબૂલી. (૫૪૭)

સગાં-સંબંધીઓને આનંદ થયો. સૌભાગ્યસૂચક ગીતો ગવાયાં. શુભ દિવસે મગ વધાવવામાં આવ્યા અને લગ્ન લેવાયાં. (૫૪૮)

માતા-પિતા, ભાઈઓ બધા સાથે મળી વર-ભોજન જમ્યા. સાંજ સમયે નિત્યક્રમ પતાવી બધા શ્રાવકો એકઠા થયા. (૫૪૯)

લોકો બેઠા હતા. વ્રત અને પ્રત્યાખ્યાનની વાત નીકળી. કોઈએ કહ્યું, 'પ્રત્યાખ્યાનનો ભંગ કરવાથી દુઃખો ભોગવવાં પડે છે. નરક-નિગોદમાં જન્મવું પડે છે.' (૫૫૦)

સતીદાસજીએ આ વાત સાંભળી. એમના મનમાં ભય પેદા થયો. એમણે વિચાર્યું, 'લીધેલાં વ્રત-નિયમો નિશ્ચળ અને નિર્મળ ચિત્તે ઉત્સાહપૂર્વક પાળવાં જોઈએ.' (૫૫૧)

તેમણે જયાચાર્ય પાસે પોતાની મૂંઝવણ રજૂ કરી. જયાચાર્યે પાઘડી બાંધવાનું પ્રત્યાખ્યાન કરાવ્યું. આ રીતે એમની મૂંઝવણનો ઉકેલ આવ્યો. (૫૫૨)

५५३ केइ सगाई छांडी करी, लीधो संजम भार ।
केइक परणी परहरी, यां कीधी अधिकार ।।

५५४. मंडियो ब्याह वखेरियो, जीम्या बनोलो जेह ।
चढती वय चारित लियो, उत्तम पुरस गुण गेह ।।

५५५ संवेग रस गलतान, ध्यान व्रत लेण सूं ।
ते गृह राचै केम, न्यातीलां रा कैण सूं ।।

दीक्षार्थी जीवन की कसौटियां : महासती सरदारांजी

५५६. केई वर्ष उन्हाल में, सामायिक नित्य सार ।
चिहुं चिहुं करणी तावडै, एहवो बंधो उदार ।।

५५७ शीतकाल निशि पाछली, नित्य तीन सामायक माहि ।
एक ओढ़णा उपरंत ओढयो नहीं, केइ वर्ष लग ताहि ।'

५५८. सासर ग्राम गया पछै, ज्यां लग आज्ञा आय ।
निज घर की रोटी तणा, त्यां लग त्याग सुहाय ।।

५५९. घर की तो खावै नहीं, अन्य घरां की ताहि ।
रोटी ल्यावा दै नहीं, इम षट् दिन तप थाय ।।

५६०. सासरिया बोल्या अन्य घरां की ताहि ।
रोटी मंगाय खावो, पिण बारै जावा द्यां नाहि ।।

કોઈ વ્યક્તિઓએ સગાઈ તોડીને સંયમ સ્વીકાર્યો, કોઈ વ્યક્તિઓએ લગ્ન પછી પત્નીને છોડી. પરંતુ મુનિ સતીદાસજીએ એક અસાધારણ કામ કર્યું. (૫૫૩)

તેમણે લગ્નને અધવચ્ચે અટકાવ્યાં. લગ્નના ભોજન-સમારંભમાં તેમણે ભોજન લીધું પણ લગ્ન કર્યાં નહીં. ભરયુવાનીમાં સંયમ સ્વીકાર્યો. તેઓ ખરે જ ઉત્તમ પુરુષના ગુણો ધરાવતા હતા. (૫૫૪)

જે સંવેગ-રસમાં મગ્ન હોય, જેનું ચિત્ત સંયમ સ્વીકારવા તત્પર બન્યું હોય, તે પોતાનાં કુટુંબીજનોના કહેવાથી ઘર પ્રત્યે આસક્ત કેવી રીતે બની શકે? (૫૫૫)

મહાસતી સરદારાંજી વિરક્ત અવસ્થામાં ઉનાળામાં લગાતાર ચાર ચાર સામાયિક સૂર્યના તાપમાં બેસીને કરતાં. (૫૫૬)

ઠંડીની મોસમમાં રાત્રિના પાછલા પહોરે ત્રણ સામાયિક કરતાં. તે વખતે તેઓ એક ઓઢણીથી અધિક ઓઢતાં નહીં. એવો ક્રમ ઘણાંય વર્ષ સુધી જાળવ્યો. (૫૫૭)

સસરાને ઘેર (ફલૌદી) ગયાં ત્યારે 'જ્યાં સુધી દીક્ષા લેવાની રજા નહીં મળે ત્યાં સુધી ઘરનું અનાજ નહીં ખાઉં' એવો સંકલ્પ એમણે કરેલો. (૫૫૮)

ઘરનું અન્ન તે ખાતાં નહીં અને બીજાના ઘરનું સાસરાપક્ષવાળા લાવવા ન દેતા. આ રીતે છ દિવસની તપસ્યા થઈ. (૫૫૯)

સાસરાપક્ષના લોકોએ કહ્યું, 'તું બીજાના ઘરનું ભોજન મગાવી શકે છે, પરંતુ અમે તને બીજાને ઘેર માગવા માટે બહાર નહીં જવા દઈએ.' (૫૬૦)

५६१. इम सुणी मंगाइ, प्रोहित घर नी पेख।
इम कियो पारणो, दिवस सात में देख॥

५६२. दुसमण दाना ही भला।[1]

५६३. कर आज्ञा रो कागद आयां बिना, राता कपड़ा जेह।
पहिरण रा पचखाण छै, इम बोलै निसंक पणेह॥

५६४. धवला वस्त्र पहिरचां छतां, बैठा रहो घर मांय।
साधां रा दर्शण कारणै, जन कोश सइकडा जाय॥

५६५. बैठी मुझ घर साधवीजी, म्है जाणसां मन माय।
उठ प्रभाते थांहरा जी, दर्शन करसां आय॥

५६६. पिण दीक्षा लेवा तणी, आज्ञा तो द्या नांय।

५६७. जेठजी सा आज्ञा नहिं दे सोयो, जो मूंआ हीज राजी होयो
तो आज्ञा दियां बिण जाणो, च्यारुं आहार तणो पचखाणं

५६८. सैठापणो मन धारी, वारु त्याग किया ए भारी।
ठारचो पाणी न पीधो लिगारी, सती वीर रसे तिण वारी॥

५६९. अष्ट दिवस इम नीकल्या, जेठ प्रमुख सहु आय।
विविध प्रकार कह्यो घणो, पिण सतिय न मांने वाय॥

1. 'पंडितोऽपि वर शत्रु' तुलनीय।

સાસરાપક્ષની વાત સ્વીકારી તેમણે પુરોહિતના ઘરેથી ભોજન મગાવી સાતમા દિવસે ઉપવાસનાં પારણાં કર્યાં. (૫૬૧)

હાનો દુશ્મન સારો. (૫૬૨)

'દીક્ષાની અનુમતિનો કાગળ મારા હાથમાં ન આવે ત્યાં સુધી હું રંગીન કપડાં નહીં પહેરું' — એમણે સંકલ્પ કર્યો. (૫૬૩)

એમના જેઠે કહ્યું, 'સફેદ કપડાં પહેરી તમે ઘરમાં બેઠાં રહો. સાધુ-સાધ્વીઓના દર્શન કરવા લોકો સેકડો ગાઉ સુધી જાય છે. અમે સમજીશું કે અમારા ઘરમાં સાધ્વીજી આવેલ છે. સવારે ઊઠી અમે તમારાં દર્શન કરીશું. પરંતુ દીક્ષાની રજા અમે કોઈ સંજોગોમાં આપીશું નહીં.' (૫૬૪-૫૬૬)

મહાસતી સરદારાંજીએ કહ્યું, 'જો જેઠજી દીક્ષાની રજા નહીં જ દે અને મારા મરવાથી જ રાજી થતા હોય તો તેમ કરવા હું તૈયાર છું. એમની અનુમતિ ન મળે ત્યાં સુધી હું અન્નજળ નહીં લઉં. આ મારો દૃઢ સંકલ્પ છે.' (૫૬૭)

મનની દૃઢતાપૂર્વક તેમણે આવો સંકલ્પ કર્યો. બે દિવસના નિર્જળ ઉપવાસના પારણાં માટે પીવાનું પાણી મગાવ્યું. એક ઘૂંટડો પીતાં તે વધુ ગરમ જણાયું. એ ગરમ પાણી ઠારવા મૂકી દીધું, તે પણ પીધું નહીં. (૫૬૮)

એ પ્રમાણે આઠ દિવસના નિર્જળ ઉપવાસ થઈ ગયા. જેઠ વગેરે બધા માણસોએ સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યો, પરંતુ મહાસતીએ એમની વાત માની નહીં. (૫૬૯)

५७०. जेठाणी कहै मुझ केहण थी, या छोड़्यो अन्न पाण।
एह कुजश मुझ आवियो, तो म्हारै पिण पचखाण।।

५७१. दिवस इग्यारमें नै विषै, दादे सासू मंत।
तीन आहार त्यागे दिया, अमल उदक उपरंत।।

दीक्षार्थी जीवन की कसौटियां : मुनि कर्मचन्दजी

५७२. मौने आयो वैराग अथागो, घर में रहिवा सूं मन भागो।
मन शिव रमणी सूं लागो, घर में नहीं रहूं।।

५७३. जन्म मरण रा दुख थी डरियो, संवेग रसे चित्त भरियो।
तिण सूं चरण लेण चित्त धरियो, घर में नहीं रहूं।।

५७४. घर का आज्ञा दै नाही, बहु उपसर्ग कीधा त्यांही।
कर्मचन्द न मानै क्यांही, घर में नहीं रहूं।।

५७५. दादो हेम समीपे आवै, मोह वसे घणो बिललावै।
ओ तो मन माहि, दुख अति पावै।।

५७६. म्हारा पोतानै दिख्या म देवो, म्हारी अर्ज हिया में बेवो।
म्हारा "कर्मा" नै मति लेवो।।

५७७. थांरा भजन करता ने उदारो, मोने वरस हुवा छै बारो।
म्हारी विनतड़ी अवधारो।।

५७८. तब हेम कहै इम वायो, थांरो भजन फल्यो सुखदायो।
बारै वरसां आंबो फले तायो।।

જેઠાણીએ કહ્યું, 'મારા કહેણુથી એમણે અન્ન-જળ છોડયાં એટલે લોકોમાં મારી અપકીર્તિ થઈ છે. એટલે હું પણ અન્નજળ છોડું છું.' (૫૭૦)

અગિયારમો ઉપવાસ ચાલતો હતો ત્યારે તેમની વડસાસુએ તેમની સહાનુભૂતિમાં અફીણ અને પાણી સિવાય બધા આહારનો ત્યાગ કર્યો. (૫૭૧)

હવે હું ઘરમાં નહીં રહું, મને વૈરાગ્ય થયો છે. ઘરમાં રહેવાનું હવે મારું મન જ નથી. મારું મન હવે શિવપદમાં ચોંટ્યું છે. હવે હું ઘરમાં નહીં રહું. (૫૭૨)

હું જન્મ-મરણના દુઃખથી ડરી ગયો છું. મારું મન સંવેગ રસથી ભરાઈ ગયુ છે. મેં ચારિત્ર્ય ધારણ કરવા હવે નિશ્ચય કરી લીધો છે. હું હવે ઘરમાં નહીં રહું. (૫૭૩)

ઘરના લોકો તેમને સાધુ બનવા રજા નથી આપતાં, ઊલટાં એમને કષ્ટ આપી રહ્યાં છે. પણ તોય મુનિ કર્મચંદજીએ તેમને ગણકાર્યાં નહીં. (તેઓ તો એ જ બોલાવતાં રહ્યાં—) હવે હું ઘરમાં નહીં રહું. (૫૭૪)

તેમના દાદા મુનિ હેમરાજજીની પાસે આવ્યા. મોહવશ તે વિલાપ કરવા લાગ્યા. મનમાં ને મનમાં તેઓને ખૂબ જ દુઃખ થતું હતું. (૫૭૫)

તેઓ બોલ્યા, 'મારા પૌત્રને દીક્ષા ન દો. મારી વિનંતી માનો. મારા કર્મચંદને તમારી સાથે ન લઈ જાઓ. (૫૭૬)

તમારી સેવા કરતાં મને બાર વર્ષ ગયાં છે. હવે માગી આટલી વિનંતી માનો.' (૫૭૭)

મુનિ હેમરાજજીએ કહ્યું, 'તમારી સેવા ફળી છે. બાર વર્ષે જ આંબો ફળે ને ?' (૫૭૮)

५७९. रावजी पासे करी पुकारो, म्हारै एकाएक अवधारो।
म्हारो नामगो उठै छै सारो॥

दीक्षार्थी जीवन की कसौटियां : मुनि हरखचन्दजी

५८०. उगणीसे आठे समय, माह विद चवदश जोग।
लघु रावलियां नै विषै, राय ऋषि परलोक॥

५८१. उगणीसे नवके समै, मिगसर मास मझार।
परभव मांहे पांगरया, शान्ति ऋषि सुखकार॥

५८२. हरषचन्द ले आवियो, गणपति केरे पाय।
सूंपी मुनि पोथ्यां भणी, तब जय गणी कहै वाय॥

५८३. विचरो मुनि पोथ्यां ग्रही, सिंघाडो तुज सार।
मन होवै तो पासे रहो, मुझ बिहुं आज्ञा उदार॥

५८४. हरख कहै सेवा आपरी, मुझ करवा रा भाव।
सूंपे मुनि पोथ्यां प्रते, सखर विचारण साव॥

એ પછી મુનિ કર્મચંદજીના દાદાએ રાવજી પાસે ફરિયાદ કરી, 'મારે એક જ પૌત્ર છે. એને સાધુઓ દીક્ષા આપી રહ્યા છે. એમ થશે તો મારો વંશ બંધ થઈ જશે. (૫૭૯)

સં. ૧૯૦૮ના માઘ વદી ચૌદશના દિવસે ઋષિરાયજી રાવલિયા મુકામે સ્વર્ગવાસી થયા. (૫૮૦)

સં. ૧૯૯૮ના માગસર માસમાં મુનિ શાન્તિ (સતીદાસ) સ્વર્ગવાસી બન્યા. (૫૮૧)

મુનિ હરખચંદજી તેમનાં વસ્ત્ર-પાત્રાદિક લઈને જયાચાર્ય પાસે ગયા. તે વસ્ત્ર-પાત્ર તેમને સોપ્યાં. (૫૮૨)

જયાચાર્યે કહ્યું, 'તમે ઇચ્છો તો નાયક બનીને વિહાર કરી શકો છો અને જો ઇચ્છો તો મારી પાસે અહીં રહી શકો છો. તમને બન્ને રીતની અનુમતિ છે. (૫૮૩)

મુનિ હરખે કહ્યું, 'હુ આપની સેવામાં રહેવા ઇચ્છુ છુ,' તેમણે મુનિઓ અને પુસ્તકો વિચારપૂર્વક જયાચાર્યના ચરણોમા સમર્પિત કરી દીધાં. (૫૮૪)

# ९. तत्व दर्शन

### कार्य-कारणवाद

५८५. परमाणु थी नीपजे, खंध सर्व जग माय।
तिण सूं कारण खंध नो, परमाणू कहिवाय।।

५८६. जिम कारण हुवै खंध नो, परमाणू अवलोय।
(तिम) पिण खंध नहीं कारण वर्ण, परमाणू नो जोय।।

५८७. जिम घट नो कारण कह्यो, माटी नो पिंड जोय।
पिण घट जे मृत पिंड नो, कारण नहिं छै कोय।।

५८८. जिम पट नो कारण कह्यूं, जेह तांतवा जोय।
पिण पट जे तांतवा तणो, कारण नहिं छै कोय।।

### स्याद्वाद

५८९. स्याद् कथंचित् जाणवूं, किण ही प्रकार करेह।
वदवूं, कहिवूं वाद ते, स्याद्वाद छै एह।।

५९०. द्रव्य थकी तो सास्वता, भाव थकी सुविचार।
असाश्वता प्रभूजी कह्या, ए स्याद्वाद मत सार।।

५९१. सखर सप्त भंगी कही, जिनवाणी सुखदाय।
सप्त नये करी सत्य वच, तसु विषंवाद न कहाय।।

પરમાણુઓથી સ્કંધ બને છે. એટલા માટે પરમાણુ સ્કંધનું કારણ છે. (૫૮૫)

જેવી રીતે સ્કંધનું કારણ પરમાણુ છે તેવી રીતે પરમાણુનું કારણ સ્કંધ નથી. (૫૮૬)

જેમ માટીનો પિંડ ઘડાનું કારણ બને છે પણ ઘડો માટીના પિંડનું કારણ નથી. (૫૮૭)

જેમ તંતુ પટનું કારણ છે પણ પટ તંતુઓનું કારણ નથી. (૫૮૮)

સ્યાત્‌નો અર્થ છે કદાચિત્ – કોઈ પ્રકારે. વાદનો અર્થ છે કહેવું. આ છે સ્યાદ્‌વાદ. (૫૮૯)

ભગવાન મહાવીરનું કથન છે – દ્રવ્યની અપેક્ષાએ જીવ શાશ્વત છે, ભાવની અપેક્ષાએ તે અશાશ્વત છે. આ સ્યાદ્વાદનો અભિમત છે. (૫૯૦)

જિનવાણીનું પ્રત્યેક વચન સપ્તભંગી અને સપ્તનય દ્વારા સમર્થિત છે. એટલે એમાં વિખવાદ નથી હોતો. (૫૯૧)

## आगम

५९२. दश चौदश पूरव धरा, आगम रचै उदार।
ते पिण जिन नी साख थी, विमल न्याय सुविचार ।।

५९३. पिण जिन नी जे साख बिन, आगम सूत्र अमोल।
छद्मस्थ कृत किण विध हुवै, न्याय तराजू तोल ।।

५९४. एकादश जे अंग थी, मिलता वचन सुजाण।
सर्व मानवा योग्य मुझ, पइना प्रमुख पिछाण ।।

## जीव का लक्षण

५९५. जंतू लक्षण चेतना, ते किण ने कहियै सोय।
बोधि जाणवूं तेहने, कहि चेतना जोय ।।

५९४. ज्ञान दर्शन चारित्र तप, वीर्य अने उपयोग।
सुख दुःख ए जीव नां, लक्षण कह्या सुजोग ।।

## जीव और शरीर

५९७. फूलां मांही जिम सुगन्ध वासना, जमीं माहै जिम पांणी।
दूध में घृत तिलां मांहे तेल, तिम शरीर में जीव जाणी ।।

## ज्ञान-दर्शन

५९८. इक इक द्रव्य विषै रह्या, अनन्त सामान्य स्वभाव।
ते सामान्य स्वभाव नों, ग्राही दर्शन थाव ।।

५९९. इक इक द्रव्य विषै रह्या, अनंत विशेष स्वभाव।
तेह विशेष स्वभाव नो, ग्राही ज्ञान कहाव ।।

તીર્થંકરના સાક્ષ્યથી દશપૂર્વધરો અને ચૌદપૂર્વધરો આગમોની રચના કરે છે. એ સત્ય જાણો. (૫૯૨)

પરંતુ તીર્થંકરના સાક્ષ્ય વિના છદ્મસ્થોએ રચેલ ગ્રંથો આગમ કઈ રીતે કહેવાય? એ ન્યાયને ત્રાજવે તોળી જુઓ. (૫૯૩)

જે વચનો અગિયાર અંગો સાથે મેળ ખાય છે તે મારા માટે પ્રમાણસિદ્ધ છે. પ્રકીર્ણક આદિ ગ્રંથોની પ્રામાણિકતા માટે મારી આ જ કસોટી છે. (૫૯૪)

જીવનું લક્ષણ છે ચેતના. તે શું છે? બોધ થવો, જાણવું એ જ છે ચેતના. (૫૯૫)

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, ઉપયોગ, સુખ અને દુ:ખ – આ બધાં જીવનાં લક્ષણ છે. (૫૯૬)

ફૂલોમાં જેમ સુગંધ, જમીનમાં જેમ પાણી, દૂધમાં જેમ ઘી, તલમાં જેમ તલ — તેવી રીતે શરીરમાં જીવ રહેલ છે. (૫૯૭)

પ્રત્યેક દ્રવ્યમાં અનંત સામાન્ય-સ્વભાવ રહેલ છે, એને ગ્રહણ કરનાર બોધ દર્શન કહેવાય છે. (૫૯૮)

પ્રત્યેક દ્રવ્યમાં અનંત વિશેષ-સ્વભાવ રહેલ છે. એને ગ્રહણ કરનાર બોધ જ્ઞાન કહેવાય છે. (૫૯૯)

६००. जे सामान्य स्वभाव प्रति, दर्शन करि देखेह ।
तिण स्यूं दर्शन नै कह्यो, सामान्य ग्राही एह ।।

६०१. जेह विशेष स्वभाव प्रति, ज्ञान करी जाणेह ।
तिण स्यूं ज्ञान भणीं कह्यूं, विशेष ग्राही एह ।।

मोक्ष

६०२. शरीर मानसिक दुख करि, पीडित प्राणी नै पहिछान ।
क्षेम अने शिव बाधा रहितज, किसो मानै मुनि स्थान ।।

६०३. छै एक निश्चल स्थान लोकाग्रे, दुखे जायवो ज्यांही ।
जिहां नही जरा मरण व्याधि फुन, वेदना तिम तिहां नांही ।।

६०४. निरवाण, अव्यावाध, सिद्धि फुन, लोकाग्र क्षेम कहायो ।
शिव अनावाध इसै स्थानक मे, महा ऋषिश्वर जायो ।।

लोकवाद

६०५. द्रव्य थी लोक एक जाणी,
तिण कारण ए अंत सहित छै, न्याय हिवै आणी ।
खेत्र थी लोक इतो बहुलो,
असंखेज्ज कोड़ाकोड़ी जोजन लांबो पहुलो ।
परिधि हिव लोक तणी सुणिये,
असंख्यात कोड़ाकोड़ी जे जोजन नीं गिणिये ।
तिको पिण अंत सहित ठानो.........।

સામાન્ય સ્વભાવને દર્શન દ્વારા ગ્રહણ કરી શકાય છે. તેથી દર્શનને સામાન્યગ્રાહી કહેવામાં આવે છે. (૬૦૦)

જ્ઞાન દ્વારા વિશેષ સ્વભાવનું ગ્રહણ કરવામાં આવે છે, તેથી જ્ઞાનને વિશેષગ્રાહી કહેવામાં આવે છે. (૬૦૧)

કેશી — શારીરિક અને માનસિક દુઃખોથી પીડિત પ્રાણીઓ માટે કયા સ્થાનને ક્ષેમંકર, કલ્યાણકારી અને બાધારહિત માનો છો? (૬૦૨)

ગૌતમ – લોકના અગ્રભાગમાં એક નિશ્ચળ સ્થાન છે, જ્યાં જવું અતિ કઠિન છે. ત્યાં વૃદ્ધાવસ્થા, મૃત્યુ, વ્યાધિ કે વેદના કંઈ નથી. (૬૦૩)

કેશીએ પૂછ્યું – એવું કયું સ્થાન છે?

ગૌતમ – તે સ્થાન છે નિર્વાણ. એને સિદ્ધિ, લોકાગ્ર, ક્ષેમ, શિવ અને અનાબાધ કહેવામાં આવે છે. મહર્ષિઓ તે સ્થાનમાં જાય છે. (૬૦૪)

ભગવાને કહ્યું – સ્કંધક! દ્રવ્ય-દૃષ્ટિથી લોક એક છે, એટલે તે સાન્ત છે. ક્ષેત્રની અપેક્ષાએ તે અસંખ્ય કોટાકોટિ યોજન લાંબો-પહોળો છે. એનો પરિધ પણ અસંખ્ય કોટાકોટિ યોજનનો છે. તોપણ તે સાન્ત છે. (૬૦૫)

६०६. लोक ए काल थकी जोंइ,
कदापि न हुवो नहि हुवै, न हुसी, इम नहिं छै कोई।
हुवो ए काल अतीत मही,
वर्तमान काले पिण छै ए हुसे अनागत ही।
अचल भावे करि ध्रुव एही,
एक स्वरूप पणा थी लोकज नियत कह्यू जेही।
सासतो खिण खिण सद्भावे,
अक्षय कहितां-अविनाशी छै नाश नहीं थावै।
अवस्थित कहिता-तसु कहियै,
अनंत पर्याय पणै करि नै छै नित्य एम लहियै।
तास फुन अंत नहीं जानी।

६०७. भाव थी लोक तणुं निरणुं,
वर्ण गंध रस फर्श तणां ए पज्जव अनन्त भणुं।
बलि संठाण अनन्त पजवा,
गुरु लघु बादर खंध तणा पिण पज्जव अनंत भवा।
अगुरुलघु पजव अनंता ही,
तसु फुन अंत नही हे खंधक ! इम चउ विघ थाई।
वदै प्रभुजी पूरण ज्ञानी।

६०८. जिन कहै—रोहा ! लोक अलोक ए, पहिला पिण छै एह।
पाछै पिण ए दोनूं शाश्वता, आनुपूर्वी न कहेह ।।

६०९. हे प्रभुजी ! पहिला ए अंड छै, पछै कुक्कुड़ी जेह।
कै प्रथम कुक्कुड़ी पाछै अंड छै, हिव जिन उत्तर देह ।।

કાળની દૃષ્ટિએ લોક કયારેય ન હતો, નથી કે નહીં હોય એવું નથી. એટલે તે રીતે તે અનંત છે. અચળ ભાવની દૃષ્ટિએ તે ધ્રુવ છે. એક સ્વરૂપની અપેક્ષાએ તે નિયત છે. પ્રતિક્ષણ એનું અસ્તિત્વ છે એટલે તે શાશ્વત છે. એનો કદી નાશ થતો નથી તેથી તે અક્ષય અને અવ્યય છે. અનંત પર્યાયોની દૃષ્ટિથી તે અવસ્થિત છે. તેનો અંત નથી, તેથી તે અનંત છે. નિષ્કર્ષરૂપે કહીએ તો કાળની દૃષ્ટિએ લોક અનંત છે. (૬૦૬)

વર્ણ, ગંધ, રસ સ્પર્શના અનંત પર્યાય છે. સંસ્થાનના પણ અનંત પર્યાય છે. ગુરુલઘુ અને અગુરુલઘુ પર્યાય પણ અનંત છે. એ રીતે ભાવની અપેક્ષાએ પણ લોક અનંત છે. (૬૦૭)

[મુનિ રોહે પૂછ્યું—'ભન્તે! પહેલાં લોક કે અલોક?' એના ઉત્તરમાં—] ભગવાને કહ્યું, 'રોહ! લોક અને અલોક પહેલાં પણ છે અને પછી પણ. પહેલાં લોક અને પછી અલોક તથા પહેલાં અલોક અને પછી લોક એવો ક્રમ નથી.' (૬૦૮)

'ભંતે! પહેલાં ઈંડું કે પહેલી મરઘી? અથવા પહેલાં મરઘી અને પછી ઈંડું?' (૬૦૯)

६१०. रोहा ! ते अड किण सू ऊपनों, कुक्कुड़ी सूं भगवंत।
तिका कुक्कुड़ी किण सूं ऊपनी, अड थकी हे भदन्त ।।

६११. इमहिज रोहा ते अंड कुक्कुड़ी, पहिला पछै पिण एह।
ए दोनूंई शाश्वत भाव छैं, अनानुपूर्वी कहेह।

शाश्वत-अशाश्वत

६१२. हे भदन्त ! जे अस्थिर पलटै, स्थिर ते पलटै नांहि।
अस्थिर वस्तु ह्वै ते भाजै, स्थिर नहिं भाजै ताहि ।।

६१३. जिन कहै—हंता ! अस्थिर पलटै, पाषाणादिक ताय।
अस्थिर—ऊंधा सूंधा होवै, एम पलटवूं थाय ।।

६१४. अध्यात्म चिंतवन विषै तो, अस्थिर कर्म पिछाण।
जीव प्रदेश थकीज चल्यूं ते, निर्जरिवूं पलटाण ।।

६१५. स्थिर जे शिला प्रमुख नहिं पलटै, अध्यात्मे स्थिर जीव।
कर्म क्षये पिण जीव पणुं नहिं पलटै एह सदीव ।।

६१६. अस्थिर भंगुर स्वभाव तृणादि भाजै बेदल थाय।
अध्यात्मे अस्थिर कर्म भाजै, चल्यो थको झड़ जाय ।।

६१७. स्थिर ते लोह शलाका प्रमुख, अभंगुर नहिं भंजाय।
अध्यात्मे स्थिर जीव न भाजै, द्रव्य जीव अपेक्षाय ।।

ભગવાને પૂછયું: 'રોહ! ઈંડું કોનાથી પેદા થયુ?'
રોહ: 'ભન્તે! મરઘીથી.'
ભગવાન: 'તે મરઘી કોનાથી પેદા થઈ?'
રોહ: 'ભન્તે! ઈંડાથી.' (૬૧૦)

ભગવાને કહ્યું 'રોહ! ઈંડું અને મરઘી પહેલાં પણ છે અને પછી પણ, કેમ કે તે બન્ને શાશ્વત ભાવ છે. એટલે તેનો ક્રમ ન હોય.' (૬૧૧)

'ભન્તે! અસ્થિર બદલાય છે, સ્થિર બદલાતું નથી. અસ્થિર વસ્તુ ભાંગે છે, સ્થિર વસ્તુ ભાંગતી નથી.' (૬૧૨)

ભગવાને કહ્યુ: 'હા, અસ્થિર બદલાય છે. જેમ કે પથ્થર ઊંધો હોય તે સીધો થઈ જાય છે. તે તેનું બદલાવું છે.' (૬૧૩)

અધ્યાત્મ-ચિંતનની દૃષ્ટિએ કર્મ અસ્થિર છે. તે જીવપ્રદેશથી ચલિત થઈને દૂર થઈ જાય છે. તે તેનું બદલાવુ છે. (૬૧૪)

શિલા વગેરે સ્થિર વસ્તુઓ ઊલટસૂલટ નથી થતી. અધ્યાત્મ-ચિંતનની દૃષ્ટિએ કર્મ-પુદ્ગલોનો નાશ થવા છતાં જીવનું જીવત્વ બદલાતું નથી. તે તેનું સ્થિરત્વ છે. (૬૧૫)

તણખલું અસ્થિર હોવાને કારણે ભાંગી જાય છે. અધ્યાત્મ-દૃષ્ટિએ ચલિત કર્મ ખરી જાય છે તે તેની અસ્થિરતા—ભંગુરતા છે. (૬૧૬)

સ્થિર ભાંગતું નથી, જેમ કે લોઢાનો સળિયો. અધ્યાત્મ-દૃષ્ટિએ જીવ દ્રવ્યની અપેક્ષાએ સ્થિર છે, અભંગુર છે. (૬૧૭)

## 10. तेरापंथ

नामकरण

६१८. शहर जोधाणा में सही, तेरह श्रावक ताहि ।
सामायिक पोसा करी, बैठा बाजार मांहि ।।

६१९. फतैचन्द सींघी प्रगट, दीवाण पद दीपंत ।
चोहटे देख्या चालता, प्रत्यक्ष तब पूछंत ।।

६२०. सामायिक पोसा सखर, कीधा चौहटे केम ।
स्थानक में क्यूं ना किया, उत्तर आपै एम ।।

६२१. तज स्थानक मन थिर कियो, मुझ गुरु महिमावंत ।
भिक्खु ऋष भारी घणां, परहर दियो कुपंथ ।।

६२२. सींघी कहै आछो मिल्यो, वर योग विचारु ।
श्रावक पिण तेरे सही, तेरे संत तंत सारु ।।

६२३. सींघी मुख प्रशंसा सुणी, सेवक ऊभो सुथारु ।
ततखिण तिण जोड्यो तुको, तेरापंथ ए तारु ।।

६२४. साध साध रो गिलो करै, ते तो आप आपरो मंत ।
सुणज्यो रे शहर रा लोकां, ए तेरापंथी तंत ।।

જોધપુર શહેરમાં તેર શ્રાવકો સામાયિક અને પૌષધવ્રતની આરાધના કરતા બજારમાં બેઠા હતા. (૬૧૮)

તે સમયે જોધપુર રાજ્યના દીવાન ફતેચંદ સિંઘીએ રસ્તે પસાર થતાં તેમને ચૌટામાં બેઠેલા જોયા અને પૂછ્યું.— (૬૧૯)

'તમે બધાએ સામાયિક અને પૌષધવ્રતની આરાધના ચૌટામાં કેમ કરી? સ્થાનકમાં જઈ કેમ ન કરી?' (૬૨૦)

આ સાંભળી તેઓએ આમ જવાબ આપ્યો –

'અમારા ગુરુ મહામહિમ આચાર્ય ભિક્ષુએ મનને સ્થિર કરી સ્થાનક[1] તથા કુમાર્ગ બન્ને છોડી દીધાં છે.' (૬૨૧)

સિંઘીજીએ સમગ્ર પરિસ્થિતિ જાણીને કહ્યું — 'સરસ સંયોગ થયો છે. તેર સાધુઓ છે અને અહીં તમેય તેર જણા આરાધનામાં જોડાયા છો.' (૬૨૨)

સિંઘીજીના મુખેથી પ્રશંસા સાંભળીને ત્યાં ઉપસ્થિત એક સેવકે તત્કાળ એક દોહો બનાવ્યો — 'આ તેરાપંથ તારક છે.'(૬૨૩)

'સહુ પોતપોતાનું મહત્ત્વ અને પોતાનો મત બતાવે છે. પરંતુ શહેરના લોકો, સાંભળો, આ તેરાપંથ તાત્ત્વિક પંથ છે.' (૬૨૪)

---

૧. મુનિઓ માટેનું આશ્રયસ્થાન — ઉપાશ્રય.

६२५. लोक कहै, तेरापंथी, भिक्खू संवली भावे हो।
हे प्रभु ! ओ तेरो पंथ है, और दाय न आवै हो ।।
मन भरम मिटावै हो।
सोही तेरापंथ पावै हो ।।

६२६. पंच महाव्रत पालता, शुद्ध सुमति सुहावै।
तीन गुप्त तीखी करी, भल आतम भावै ।।
चित्त स्यूं तेरे ए चावै।
सोही तेरापंथ पावै ।।

६२७. पंथ अनेरा में रह्यो, तिण सूं भमण भमावै हो।
प्रभु अब आयो तेरापंथ में, तेरी आज्ञा सुहावै ।।
तेह थी शिवपद पावै।
सो ही तेरापंथ पावै ।।

संघीय अनुशासन

६२८. साध श्रावक नै श्राविका, बहु सुणता तिण वार।
सीखामण दे स्वामजी, हद सखरी हितकार ।।

६२९. जिम मुझ नै जाणता, म्हारी परतीतो।
तिम हिज राखज्यो, भारीमाल री रीतो ।।

६३०. सहु संत सत्यां रा, भारमलजी नाथ।
आज्ञा आराधज्यो, मत लोपज्यो बात ।।

६३१. यांरी आण लोपीनै, निकले गण बारो।
तसु गिणज्यो मती, चिहुं तीर्थ मझारो ।।

આ રીતે લોકોમાં 'તેરાપંથ' એ નામ પ્રસિદ્ધ થયુ. એ વાત આચાર્ય ભિક્ષુ સુધી પહોંચી. ત્યારે આચાર્ય ભિક્ષુએ એ નામનો યોગ્ય અર્થ કર્યો — હે પ્રભુ! આ તારો (હિં. તેરા) પંથ છે. જે તારો પંથ નથી તે મને સારો નથી લાગતો. જે મનના ભ્રમને ભાંગે છે એને જ તારો પંથ (તેરા-પંથ) મળે છે. (૬૨૫)

જે પાંચ મહાવ્રતોનુ પાલન, પાંચ સમિતિઓની આરાધના અને ત્રણ ગુપ્તિઓની સાધના કરે છે, તથા અંતઃકરણપૂર્વક આ તેર વ્રતોને ચાહે છે તે જ તેરાપંથને પામી શકે છે. (૬૨૬)

પ્રભુ! હું બીજા પંથોમાં રહ્યો એટલે જ મારે ભ્રમણ કરવુ પડ્યું. હવે હુ તારા પંથમાં આવી ગયો છુ. મને તારી જ આજ્ઞા સારી લાગે છે, એનાથી જ શિવપદ મળે છે. (૬૨૭)

અનશન ચાલી રહ્યું હતું. સાધુઓ, શ્રાવક અને શ્રાવિકાઓ બધાં સાંભળી રહ્યાં હતાં. તે વેળાએ આચાર્ય ભિક્ષુએ અતિ હિતકારી અને અનુપમ ઉપદેશ-વચનો કહ્યાં — (૬૨૮)

"જેવી રીતે મને બધા લોકો આદર આપતા હતા અને મારી આજ્ઞા માનતા હતા તેવી જ રીતે ભારમલનું માનવું અને એનો આદર કરવો. (૬૨૯)

ભારમલ બધાં સાધુ-સાધ્વીઓનો સ્વામી છે. એની આજ્ઞાનુ પાલન કરવું. એની વાતનું ઉલ્લંઘન ન કરવું. (૬૩૦)

એની આજ્ઞાનુ ઉલ્લંઘન કરી કોઈ ગણથી અલગ થઈ જાય તો તેને ચતુર્વિધ સંઘ(સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા)માં ન ગણશો, સાધુ ન માનશો. (૬૩૧)

६३२. यांरी आण आराधै, सदा रहै सुवनीतो ।
तसु सेवा करो, ए जिण मग रीतो ॥

६३३. म्हे पदवी आपी, भार लायक जाणी ।
भारमलजी भणी, सुध प्रकृति सुहाणी ॥

६३४. नीत चरण पालण री, भल ऋष भारीमालो ।
संक म राखजो, सुध साधु नी चालो ॥

६३५. अरिहंत-गुरु-आज्ञा, लोपे कर्म जोगो ।
अपछंदा तिके, नहीं वंदण जोगो ॥

६३६. रीत एहिज राखणी, चिहुं संघ नै चारु ।
टालोकर तणो, संग दूर निवारु ॥

६३७. सहु साध साधवी, वर हेत विशेषो ।
रूडो राखज्यो, धरणो नहीं धेखो ॥

६३८. बलि जिलो न बांधणो, गुरु आण सुगामी ।
सीख प्रथम सही, दी भिक्खू स्वामी ॥

६३९. दिल देख देख नै, दिख्या सुध दीज्यो ।
बलि जिण तिण भणी, गण में म मूंडीज्यो ॥

६४०. सरधा आचार रो, कल्प सूत्र रो बोलो ।
गुरु बुद्धिवंत री, राखो प्रतीत अमोलो ॥

એની આજ્ઞાને સદા માન આપજો, વિનમ્ર થજો. એની સેવા કરજો. આ જિન માર્ગની રીત છે. (૬૩૨)

ભાર ઉપાડવા સમર્થ જાણીને મેં તેને પદ આપ્યુ છે. તેની પ્રકૃતિ અત્યંત પ્રશંસનીય છે. (૬૩૩)

મુનિ ભારમલમાં ચારિત્ર્ય પ્રતિ ગંભીર નિષ્ઠા છે. એમાં કોઈ સંદેહ ન કરશો. એની નીતિ-રીતિ એક પવિત્ર સાધુની નીતિ-રીતિ છે. (૬૩૪)

જે કર્મયોગે તીર્થંકર અને ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તે સ્વચ્છંદાચારી છે. તે વંદના કરવાને લાયક નથી. (૬૩૫)

ચતુવિધ સંઘે આ જ રીતિ-નીતિનું અનુસરણ કરવું જોઈએ. ગણુથી અલગ પડનાર વ્યક્તિનો સંગ છોડવો જોઈએ. (૬૩૬)

બધાં સાધુ-સાધ્વીઓએ પરસ્પર ખૂબ જ સ્નેહભાવ રાખવો. કોઈએ બીજાનો દ્વેષ કરવો નહીં. (૬૩૭)

અંદરોઅંદર જૂથબંધી ન કરવી. ગુરુની આજ્ઞાનું અનુસરણ કરવું. આચાર્ય ભિક્ષુની આ પહેલી શિખામણુ છે – મુખ્ય શિખામણુ છે. (૬૩૮)

ભાવના જોઈને જ દીક્ષા આપવી. ફાવે તેને દીક્ષા આપી સંઘમાં ભેળવવા નહીં. (૬૩૯)

શ્રદ્ધા, આચાર, કલ્પ કે સૂત્રનો કોઈ વિષય સંદિગ્ધ કે ચર્ચાસ્પદ હોય તો ગુરુ તથા બહુશ્રુતના નિર્ણયનો વિશ્વાસ કરવો. (૬૪૦)

६४१. कोई बोल न बसै, केवलियां नै भलावो।
तांण कीज्यो मती, मन ने समजावो॥

६४२. अपछंदे विण आज्ञा, नहीं थापणो बोलो।
गुरु आज्ञा थकी, तीखो गण तोलो॥

६४३. एक दोय तीन आदि, निकलै गण बारो।
साध म सरधज्यो, सुध सीख श्रीकारो॥

६४४. एक आज्ञा में रहिज्यो, ए रीत परम्पर।
लिखत आगे कियो, सहु धरज्यो खराखर॥

६४५. कोई दोष लगावी, वलि बोलै कूडो।
प्राछित नां लियै, तिण नै कर दीजो दूरो॥

६४६. शासन प्रवर्तावण, सीख दीधी स्वामी।
और कारण नहीं, भल अंतरयामी॥

## उत्तराधिकार : विधि और व्यवस्था

६४७. चरण बड़ा अथवा छोटा नै, वय लघु वृद्ध वखाणी।
गणपति थापै तास मांनणो, (ए) रीत परंपर जाणी॥
गणपति गहरा रे॥

६४८. आचारज नीं इच्छा ह्वै तसु, वर पट पदवी वरणी।
संत अवर तथा श्रावक नै, किंचित तांण न करणी॥

६४९. किंचित मन मैलो नहिं करणो, आडडोड मत आणो।
बांक सहित वच मूल न वदणो, तर्क जिल्लो मत ताणो॥

કોઈ વાત બુદ્ધિગમ્ય ન હોય તો તેને કેવલીગમ્ય સમજવી. ખેંચતાણ ન કરવી. પોતાની જ બુદ્ધિને મહત્ત્વ ન આપવું. (૬૪૧)

પોતાની સ્વચ્છંદતાથી કોઈ વિષયની સ્થાપના ન કરવી, નવી સ્થાપના ગુરુની આજ્ઞાથી જ કરવી. ગણ માટે આ એક મહત્ત્વપૂર્ણ નિયમ છે. (૬૪૨)

એક, બે, ત્રણ વ. વ્યક્તિ સંઘથી અલગ થઈ જાય તો તેમને સાધુ માનવા નહીં. આ ઉપદેશ શુદ્ધ ભાવથી આપેલ અને કલ્યાણકારી છે. (૬૪૩)

એક ગુરુની આજ્ઞામા રહેવું એ ગણની પરંપરા છે. જે લિખિત આજ્ઞા (મર્યાદા-પત્ર) મેં પહેલા આપેલ છે તેનું હૃદયની સચ્ચાઈપૂર્વક પાલન કરવું. (૬૪૪)

કોઈ દોષ કરીને પછી એનું પ્રાયશ્ચિત્ત ન કરે અને પૂછવામાં આવતાં જૂઠી વાત કરે તો તેને ગણમાંથી બહિષ્કૃત કરવો." (૬૪૫)

શાસન (અનુશાસન-ચક્ર) પ્રવર્તન માટે અંતર્યામી આચાર્ય ભિક્ષુએ જે આ શીખ આપી છે તેની પાછળ તેઓનો બીજો કોઈ ઉદ્દેશ નથી. (૬૪૬)

પોતાનાથી દીક્ષા-પર્યાયમાં મોટો હોય કે નાનો, વયમાં મોટો હોય કે નાનો, ગુરુ જેને આચાર્ય બનાવે તેનો સ્વીકાર કરવો એ પરંપરાગત રીત છે. (૬૪૭)

આચાર્ય જેને પોતાનો ઉત્તરાધિકારી બનાવવા ઇચ્છે તે જ તેમના પદ અને ગાદી ધારણ કરે. એમાં સાધુઓ કે શ્રાવકો કોઈએ ખેંચતાણ ન કરવી. (૬૪૮)

મનને સહેજ પણ મેલું ન કરવું. મનમાં સંકલ્પ-વિકલ્પની આંધી ન ઊઠવા દેવી. વાંકું વચન બોલવું નહીં. ખોટી દલીલબાજી અને જૂથબંધી ન કરવી. (૬૪૯)

६५०. अग्निहोत्री जिम अग्नि आराधै, तिम सिख सुगुरु आराधै।
रूड़ो विनय करी रिझायां, शिष्य ज्ञान पट साधै॥

६५१. नहि छै करण वृद्ध लघु लेखो, इमहिज बुध नो लेखो।
सुगुरु रिझायां गणपति आपै, दशवैकालिक देखो॥

६५२. विनय धर्म नो मूल कह्यो वर, निपुण प्रथम गुण निरखी।
अपर सुगुण पाछै अवलोकै, पट्ट दीये गुण परखी॥

६५३. पद लायक दो चार आदि मुनि, सहु नीं बुध नहीं सरखी।
अधिक विनय स्यूं सुगुरु रिझायां, हद गणि पद दै हरखी॥

आचार्य : कर्तव्य और व्यवहार

६५४. विहार करी नै बड़ा संत पिण, आयां गणपति आपो।
सम्मुख गमन तणों नहीं कारण, स्थिर वंदन नीं थापो॥

६५५. विहार करी नै बड़ा आविया, गणपति ऊभा थाई।
आसन छोड़ी वंदना करणी, अधिक कियां अधिकाई॥

६५६. बड़ा संत पिण आचारज स्यूं, पडिकमणा में पेखो।
आलोवण लै, आण आराधै, बीजो न करै लेखो॥

६५७. ऊंचै आसण गणपति बैठा, वडा संत तसु आगे।
महितल बैठा तो पिण गणि नै, असातना नहीं लागै॥

અગ્નિહોત્રી જેમ અગ્નિની આરાધના કરે છે, તેમ શિષ્યે ગુરુની આરાધના કરવી. ઉત્તમ વિનય દ્વારા ગુરુને પ્રસન્ન કરનાર શિષ્ય ગુરુ પાસેથી જ્ઞાન અને પદ બન્ને મેળવી શકે છે. (૬૫૦)

દીક્ષા-પર્યાયમાં નાના કે મોટા હોવું તે આચાર્ય બનવા માટેનો માપદંડ નથી. એ જ રીતે બુદ્ધિ પણ માપદંડ નથી. જે સદ્ગુરુને પ્રસન્ન કરે તેને સદ્ગુરુ પોતાનું પદ આપી દે છે. દશવૈકાલિકસૂત્રમાં આનો સ્પષ્ટ નિર્દેશ છે. (૬૫૧)

વિનય(અનુશાસન)ને ધર્મનું મૂળ કહેવામાં આવે છે. આચાર્ય આ પ્રથમ ગુણને જ સૌ પહેલાં જુએ છે પછી બીજા બધા ગુણોને. તેઓ પોતાની ગાદી ગુણોની પરીક્ષા કર્યા પછી જ આપે છે. (૬૫૨)

બે-ચાર મુનિઓ પદને લાયક હોય છે. બધાની બુદ્ધિ સમાન નથી હોતી. જે સહુથી અધિક વિનયી — અનુશાસિત હોય છે તેને જ પોતાનું પદ ગુરુ આપે છે. (૬૫૩)

દીક્ષા–પર્યાયમાં વડીલ સાધુ વિહાર કરીને આવે ત્યારે આચાર્ય તેમની સામે જાય એ આવશ્યક નથી, વંદન કરે એ આવશ્યક છે. (૬૫૪)

દીક્ષા–પર્યાયમાં વડીલ સાધુ વિહાર કરીને આવે ત્યારે આચાર્ય ઊભા થઈ, આસન છોડીને વંદન કરે તે આવશ્યક છે. તેથી અધિક કરે તો તે પોતાની વિશેષતા. (૬૫૫)

દીક્ષા–પર્યાયમાં વડીલ સાધુ પ્રતિક્રમણના સમયે આચાર્ય પાસે આલોચના કરે છે તથા તેમના અનુશાસનની આરાધના કરે છે, તેમાં કોઈ દલીલ કરતા નથી. (૬૫૬)

આચાર્ય ઊંચા આસન પર અને દીક્ષા–પર્યાયમાં વડીલ સાધુ તેમની સમીપ નીચે ધરતી પર બેસે છે. તેથી આચાર્યને આશાતના-(અવજ્ઞા)નો દોષ નથી લાગતો. (૬૫૭)

साधु-साध्वियों के कर्तव्य

६५८. आचारज रै नामे दीक्षा, देणी मुनि श्रमणी ने।
दीक्षा दैनै आण लूपणां, गणपति परम गणी ने॥

६५९. शेष काल चौमासे रहणो, गणपति आण प्रमाणे।
आज्ञा विना न रहणो क्यां ही, और कार्य इम जाणै॥

६६०. गुरुण री आज्ञा में रहणो, सर्व भणी वर प्रीत।
मत-सत्या रो सुध मग चाले, त्यां लग एहीज रीत॥

६६१. कर्म जोग गण स्यूं निकलै तसु, साध सरधणो नांही।
तिण नै वांदे पूजै ते पिण, नहीं जिनाज्ञा मांही॥

संविभाग

६६२. जे असंविभागी संतो! अविनीत कह्यो भगवंतो।
उत्तराध्ययन मझारो, इग्यारम अध्येन उदारो॥

६६३. जे असंविभागी साधु, तिण ने कह्यो पापी साधु।
सतरम उत्तराज्झयणो, ए वीर तणा वर वयणो॥

६६४. असंविभागी नै नहीं मोक्खो, दशवै' नवमें अवलोको।
वर संविभाग जे साधै, ते तीजो व्रत आराधै॥

६६५. आहार पाणी वहरी ने ल्यायो, सम्भोगी नै वांटी देणो ताह्यो।
[illegible] आप्यां जाणी अधिक लेवै, अदत्त लागै प्रतीत न रेवै॥

१. दशवैकालिक ९।

સાધુ કે સાધ્વીને આચાર્યના નામે દીક્ષા આપવી. દીક્ષા દીધા પછી તેની આચાર્યને સોંપણી કરવી. (૬૫૮)

આચાર્યની આજ્ઞા પ્રમાણે શેષકાળ કે ચાતુર્માસ માટે સ્થળ નક્કી કરવું. આજ્ઞા વિના ક્યાંય રહેવું નહીં. અન્ય કાર્યો માટે પણ આ જ રીત છે. (૬૫૯)

સર્વે સાધુ-સાધ્વીઓએ પ્રીતિપૂર્વક એક જ આચાર્યની આજ્ઞામાં રહેવું. જ્યાં સુધી સાધુ-સાધ્વીઓનો શુદ્ધ માર્ગ ચાલે ત્યાં સુધી તેઓ માટે આ જ રીત છે. (૬૬૦)

કર્મયોગથી કોઈ ગણથી અલગ થઈ જાય તો તેને સાધુ માનવો નહીં. કોઈ તેની વંદના–સેવા કરે તો તે પણ જિન-આજ્ઞામાં ન ગણાય. (૬૬૧)

જે સાધુ સંવિભાગ ન કરે તેને ભગવાને અવિનીત કહેલ છે. ઉત્તરાધ્યયન સૂત્ર (૧૧.૯) તે વાતની સાક્ષી પૂરે છે. (૬૬૨)

જે સંવિભાગ કર્યા વિના લે છે તેને ભગવાને પાપી સાધુ કહ્યો છે. ઉત્તરાધ્યન સૂત્ર (૧૦.૧૧) સાક્ષી છે. (૬૬૩)

જે સંવિભાગ ન કરે તેને મુક્તિ મળતી નથી એમ ભગવાને કહેલ છે. દશવૈકાલિક (૯.૨.૨૨) સાક્ષી છે. જે સંવિભાગની સાધના કરે છે તે ત્રીજા વ્રત(અચૌર્ય)ની આરાધના કરે છે. (૬૬૪)

કોઈ મુનિ ગોચરીમાં આહાર-પાણી લાવે તો પોતાના સાધર્મિકને તેમાંથી ભાગ દે. પોતે લાવેલ છે એમ સમજી પોતાને માટે વધારે રાખે તો તેને ચોરીનો દોષ લાગે છે અને તેનો વિશ્વાસ પણ ઊઠી જાય છે. (૬૬૫)

## सेवा-सहयोग

६६६. सर्व साधां रे मर्यादा,
बांधी ते कहिये छै निसुणो, छोड़ी विषवादा ।
कारणिक जाणो, आंख्यादिक गरढ गिलाणो,
जद और साध अगिलाणो, वियावच करणी हित ल्याई ।
अखंड आण मरजाद आराध्या शिवपुर नी साई ।।

६६७. उण नैं संलेखणा केरी,
ताकीदी नहि देणी छै, निज तन मन ने घेरी ।
वधै वैरागो, करणो जित रीत सुमागो,
अति आणी हरष अथागो, वियावच करणी चित्त ल्याई ।
अखंड आण मरजाद आराध्यां शिवपुर नी साई ।।

६६८. उण रै विहार करण री रीतो,
निजर कच्ची ह्वै तास भरोसैं, न राखणी नीतो ।
घणी खप कर नैं, तसु चलावणो पग भर ने,
आगल मारग अनुसर ने, इसी विध चलणो हित ल्याई ।
अखंड आण मरजाद आराध्यां शिव पुर नी साई ।।

६६९. रोगियो होवै तो तामो,
उण रो बोझ उपाड़णो, उण रा चढता परणामो—
रहै ज्यूं करणो, उण में जाणो शुद्ध चरणो,
तसु छेह दे ना परहरणो, पवर ए रीत सुगुण भाई ।
अखंड आण मरजाद आराध्यां शिवपुर नी साई ।।

સર્વ સાધુઓ માટે આચાર્ય ભિક્ષુએ એક મર્યાદા કરી છે. વિખવાદ છોડી સાંભળો કે તેમાં શું કહ્યું છે ·

કોઈ આંખ વ.ની વ્યાધિથી ગ્રસ્ત હોય, વૃદ્ધ અથવા રોગી હોય તો આવી સ્થિતિમાં બીજા સાધુઓએ મનમાં કોઈ પ્રકારની ગ્લાનિ વિના તેની સેવા કરવી. આ આજ્ઞાની અખંડ ઉપાસના મોક્ષદાયક છે. (૬૬૬)

રોગી સાધુને સંલેખના (અનશન) માટે દબાણુ ન કરવું, પોતાના તન-મનને સંયત કરી એનો વૈરાગ્ય વધે તેવો માર્ગ બતાવવો. અતિ આનંદથી તેની સેવા કરવી. આ આજ્ઞાની અખંડ ઉપાસના મોક્ષદાયક છે. (૬૬૭)

આંખના વ્યાધિથી પીડાતા સાધુને માટે વિહાર કરવાની રીત આ છે: તેને પોતાને ભરોસે ન છોડવો જોઈએ, સંભાળપૂર્વક તેને સાથે જ ચલાવવો જોઈએ, આગળ આગળ બીજાએ ચાલી તેને પાછળ પાછળ ચલાવવો જોઈએ. આ આજ્ઞાની અખંડ આરાધના મોક્ષફળદાયક છે. (૬૬૮)

સાધુ રોગી હોય તો તેનો ભાર ઉઠાવી લેવો જોઈએ, તેનો સાધુત્વમાં ભાવ વધતો રહે તેવું કરવું જોઈએ. જો એનામાં શુદ્ધ સાધુત્વ હોય તો તેનો વિશ્વાસઘાત કરી એકલો ન છોડી દેવો. આ ઉત્તમ રીત છે. આ અનુશાસનની અખંડ ઉપાસના મોક્ષદાયક છે. (૬૬૯)

६७०. हरष वैराग हिये आणी,
संलेखणा मंडै तो पिण उण री व्यावच ठाणी।
कदा इक जणो उचट होयो,
त्यां सगलां नै रीत परमाणे करणी है सोयो।
करै जो नाहीं,
नखेद नै त्यांही, है करावणी ते पांहीं।
करावै आप किसै न्याई॥

अनुशासन साधुओं के प्रति

६७१. संतां! सुगुरु आण सिर धारिए, आ तो आण अखंड उदार।
आण आराध्यां सुख लहै, आ तो आण उतारै पार॥

६७२. संतां! पेज्ज बंधन नै परहरो, वले मत करो विकथा वाद।
निंदा उतरती मत करो, थांरे भव भव होसी समाध॥

६७३. संतां! स्वारथ पूगे आपरो, स्वारथ पूगे नहिं किण बार।
कलुष भाव मत आदरो, थांरे होसी लाभ अपार॥

६७४. संतां! पंडित मरण आरै करो, पिण गण मत छोडो कोय।
मूल पूंजी दृढ राखज्यो, रत्न हाथ आयो मत खोय॥

अनुशासन : साध्वियों के प्रति

६७५. सतियां! स्वाम मर्यादा आराधिए, थे मेटो मान मरोड़।
बेसत, बोलत, गमन में, राखो जुगत विनय विध जोड़॥

६७६. सतियां! हेतु दृष्टांत बखाण में, थे तो दाखो मलाय-मलाय।
इमहिज शासन दिढावतां, इण में लाज सरम मत लाय॥

જો તે દિલના ઉમંગ સાથે વૈરાગ્યપૂર્વક સંલેખના કરે તો પણ તેની સેવા કરવી જોઈએ જો કોઈ એક જ વ્યક્તિ તેની સેવા કરવા ન ચાહે તો વારાફરતી દરેક સાધુ તેની સેવા કરે. કોઈ સેવા કરવા ન માગે તો ફરજપૂર્વક બધા પાસે સેવા કરાવવી. જે સેવા કરે નહીં તે કયા ન્યાયે સેવા માગી શકે? (૬૭૦)

સાધુઓ! સદ્‌ગુરુના અનુશાસનને શિરોધાર્ય કરો. એનો ક્યાંય પણ ભંગ ન કરો. તેની આરાધના કરનાર સુખ પામે છે. તે પાર કરી દે છે. (૬૭૧)

સાધુઓ! કામ-તૃષ્ણાના બંધનને તોડો. વિકથા છોડો. નિંદા અને હલકી વાત ન કરો. તમને જન્મ-જન્માન્તર સમાધિ-પ્રાપ્તિ થશે. (૬૭૨)

સાધુઓ! ક્યારેક સ્વાર્થ સધાય છે, ક્યારેક નહીં. સ્વાર્થ ન સધાય ત્યારે ક્લેશ ન કરો. તમને અપાર લાભ થશે. (૬૭૩)

સાધુઓ! પંડિત-મરણનું વરણ કરો, પણ ગણને ન છોડો. મૂળ મૂડીને સુરક્ષિત રાખો. જે રત્ન હાથ આવ્યુ છે તે ન ગુમાવો. (૬૭૪)

સાધ્વીઓ! તમે સંઘના અનુશાસનની આરાધના કરો. માન-અભિમાનને મૂકી દો. બેસતાં-બોલતાં કે ચાલતાં પ્રતિપળ યત્નપૂર્વક વિનય—અનુશાસન યાદ રાખો. (૬૭૫)

સાધ્વીઓ! જેવી રીતે તમે વ્યાખ્યાનમાં હેતુ અને દૃષ્ટાંતને સજાવી-ધજાવીને રજૂ કરો છો તેવી જ રીતે અનુશાસનના ગૌરવનું વર્ણન કરવામાં સંકોચ ન રાખશો, શરમાશો નહીં. (૬૭૬)

६७७. सतियां ! दंभ कदाग्रह मत करो, वले मत करो वाद-विवाद ।
क्षमा धर्म दिल में धरो, थांरै भव-भव हुवै समाध ॥

६७८. सतियां ! सुगुरु रिझावो विनय स्यूं, बोलो विनय स्यूं बोल ।
चित अनुकेडे चालतां, थांरो वाधे तोल अमोल ॥

६७९. सतियां! मुख आगै थांरे आरज्यां, त्यांरो बांछो सुख हर वार ।
वंछो टोला नैं सुख तुम तणों, तो थे चालो चित्त अनुसार ॥

६८०. चौदस दिन स्वामी हेम नां, सरदारांजी दरसण कीध ।
हेम वातां करी आनंद सूं, सीख अमोलक दीध ॥

६८१. विहार पाछला पहोर नो, घणो न करणो कोय ।
वलै साथ बिना करणो नहीं, दीधी सिखामण दोय ॥

गुरुकुलवास

६८२. नंदनवन भिक्षु गण में वसो, प्राण जाये तो ही पग म खिसो ।

६८३. गण मांहे ज्ञान ध्यान शोभे, दीपक मंदिर मांही जिसो ।

६८४. टालोकर नो भणवो न शोभे, नाक विना ओ तो मुखडो जिसो ।

६८५. अवनीत नी देशना न दीपे, गणिका तणो सिणगार जिसो ।

विनय का मूल्यांकन

६८६. एहवा शिष्य सुवनीत नैं, गणपति गण सिणगार ।
चरण पलावै निरमलो, थेट उतारै पार ॥

સાધ્વીઓ ! દંભ અને કદાગ્રહ ન કરો. વાદવિવાદ ન કરો. દિલમા ક્ષમાધર્મ ધારણ કરો. તમને જન્મજન્માન્તર સમાધિ મળશે. (૬૭૭)

સાધ્વીઓ ! વિનયથી સદ્ગુરુને પ્રસન્ન કરો. વિનમ્ર વાણી બોલો. ગુરુના મનને સમજીને વર્તો, જેથી તમારું ગૌરવ વધે. (૬૭૮)

સાધ્વીઓ ! જો તમારી સાથેની સાધ્વીઓનું સુખ ઇચ્છતી હો, જો તમારા સમૂહનું અને તમારું પોતાનું ભલું ઇચ્છતી હો તો ગુરુના મનને સમજીને ચાલો. (૬૭૯)

[સંવત્ ૧૯૦૪માં] ચૌદશના[1] દિવસે સાધ્વી સરદારાંજીએ મુનિ હેમરાજજીનાં દર્શન કર્યાં. મુનિ હેમરાજજીએ આનંદપૂર્વક એમની સાથે વાતો કરી અને અમૂલ્ય શિખામણ આપી. (૬૮૦)

ચોથા પહોરમાં વિહાર ન કરવો જોઈએ. બીજી વાત, યોગ્ય સંગાથ વિના વિહાર ન કરવો જોઈએ. (૬૮૧)

નંદનવન જેવા ભિક્ષુગણમાં રહો. પ્રાણ જાય તોપણ પીછેહઠ ન કરો. (૬૮૨)

મંદિરમાં જેમ દીપક તેમ ગણમાં જ્ઞાન-ધ્યાન શોભી ઊઠે છે. (૬૮૩)

જેમ નાક વિના મુખ શોભતું નથી તેમ સંઘદ્રોહી વ્યક્તિનું જ્ઞાન શોભતું નથી. (૬૮૪)

જેમ વેશ્યાનો શૃંગાર શોભતો નથી તેમ અવિનીતની વાણી શોભતી નથી, (૬૮૫)

સુવિનીત શિષ્યને આચાર્ય નિર્મળ ચારિત્ર્યની આરાધનામાં સહાય કરે છે, જીવનભર તેનો નિર્વાહ કરે છે. (૬૮૬)

---

૧. જેઠ વદ ૧૪.

६८७. आराधन विध-विध करी, सतोषे सुखकार ।
पभणै परिषद नें विषै, ए गण नो आधार ।।

६८८. प्रथम विनय गुण विमल मूलगो, परम सुगुरु स्यूं प्रेमो ।
असातना टालै चित ऊजल, निमल निभावे नेमो ।।
गणी गुण गावें रे, तसु विविध प्रकारै वारु तोल वधावे ।।

६८६ कटुक वचन गुरु सीख दिये पिण, कलुष भाव नहि ल्यावे ।
उलट धरी कर जोड आदरै, विमन चित्त नही थावै ।।

६६०. परिषद् माहे निषेधे तो पिण, क्रोधे नां कम्पावै ।।
समचित चिते मुझ नै सतगुरु, अमरित प्याला प्यावै ।।

६६१. स्वारथ विण पूंगा पिण सुगणां, ले'र वैर नहीं ल्यावै ।
अरज न मान्यां अंश मात्र पिण, अथिर पणे नहि आवै ।।

६६२. अपर मुनि ने अति आदर दै, सद्गुरु घणों सरावै ।
असणादिक वस्त्रादिक आपै, तो पिण अरति न ल्यावे ।।

६६३. शासन भार धुरा तिण रै भुज, दिन दिन अधिक दीपावै ।
परिषद् मे गणपति ने गण ना, हरस धरी गुण गावै ।।

તેઓ વિવિધ પ્રકારની મદદ દ્વારા તેને સંતુષ્ટ કરે છે અને સભા વચ્ચે કહે છે – 'આ અમારા ગણનો આધાર છે' (૧૮૭)

વિનય પ્રથમ મૌલિક ગુણ છે. બીજો ગુણ છે ગુરુ પ્રતિ સ્નેહ હોવો. ત્રીજો ગુણ છે કોઈની આશાતના કે અવજ્ઞા ન કરવી. ચોથો ગુણ છે નિર્મળ મનથી નિયમોનું પાલન કરવું. આવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું માન વધારે છે. (૧૮૮)

ગુરુ કડવાં વચનોમાં શિખામણ આપે તોપણ જે મનમાં કલુષ ભાવ લાવે નહીં, નિર્મળ ભાવે હાથ જોડી આજ્ઞા માને તેવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું બહુમાન કરે છે. (૧૮૯)

સભા મધ્યે અનુશાસન કરવા છતાં જે ગુસ્સે ન થતાં, સમભાવથી વિચારે છે – 'ગુરુ મને અમૃતનો પ્યાલો પીવરાવે છે.' તેવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું બહુમાન કરે છે. (૧૯૦)

સ્વાર્થ ન સધાય તોપણ જે વેર-વિરોધનો વંટોળ જગાવતો નથી, વિનંતી ન સ્વીકારાય છતાં જેનુ ચિત્ત ડામાડોળ નથી થતું, તે શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું બહુમાન કરે છે. (૧૯૧)

ગુરુ કોઈ મુનિનો વધુ આદર કરે, વખાણ કરે, આહાર કે વસ્ત્ર વ. તેને આપે, છતાં પણ જે ઈર્ષ્યા ન કરે એવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું સન્માન કરે છે. (૧૯૨)

શાસન-ભારની ધૂંસરી આવા મુનિના ખભે છે. તે પ્રતિદિન શાસનની પ્રભાવના કરે છે. સભામાં આચાર્ય અને સંઘનાં ગુણગાન તે પ્રસન્ન ભાવે કરે છે. એવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું સન્માન કરે છે. (૧૯૩)

६९४. अवनीतां री संगत टालै, तसु मुंह नांहि लगावै ।
सुवनीतां स्यूं अति हित राखै, गणपति चित्त अनुभावै ॥

६९५. अंश मात्र पिण बात उतरती, न सुणै, नांहि सुणावै ।
कदा को प्रतनीक कह्यां, गणपति नै तुरत जतावै ॥

६९६. जिलो भुजंग सरीखो जाणी, ए महा रोग मिटावै ।
आप तणों रागी पिण न करै, प्रभुता ते मुनि पावै ॥

६९७. वारु विनय करी सद्गुरु नै, रूडी रीत रिझावै ।
इक चित आण अखण्ड आराधै, ते गण में सौभावै ॥

६९८. चित अनु चालै आणां पालै, वर उपयोग वधावै ।
अह निशि में आलोचन एहिज, ते गण-तिलक कहावै ॥

६९९. गण रहितो अति आदर लहितो, हिये सदा हुलसावै ।
शासण चंदन वन सो मांनै, पुद्गल प्यास मिटावै ॥

७००. शेषेकाल चौमासो रहिवै, आचारज नीं आणा ।
चउमासो उत्तरिया गुरु दिशि, विहार करै मुनि स्याणा ॥

જે અનુશાસનહીન વ્યક્તિઓનો સંગ નથી કરતો, તેની જોડે નાતો નથી રાખતો, આચાર્યની ઇચ્છા સમજીને અનુશાસિત વ્યક્તિઓ સાથે અત્યંત સ્નેહ રાખે છે, તે શિષ્યના ગુણનું ગાન આચાર્ય પણ કરે છે અને તેનું સન્માન વધારે છે. (૬૯૪)

જે રજમાત્ર પણ હલકી વાત સાંભળતો નથી, કહેતો નથી, કોઈ વિરોધી વિચારની વ્યક્તિ હલકી વાત કરે તો તરત આચાર્યને જાણ કરે છે – એવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું બહુમાન કરે છે. (૬૯૫)

જે જૂથબંધીને સર્પ સમાન સમજી એ મહારોગનો નાશ કરે છે, કોઈને પોતાના પક્ષ તરીકે એકઠા નથી કરતો, તે મુનિ પ્રભુતા પામે છે. તેવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું બહુમાન કરે છે. (૬૯૬)

જે સાચી રીતે વિનય દાખવી ગુરુને સારી રીતે પ્રસન્ન કરે છે, એકાગ્ર ચિત્તે અનુશાસનની આરાધના કરે છે `તે ગણમધ્યે શોભી ઊઠે છે. તેવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું બહુમાન કરે છે. (૬૯૭)

જે આચાર્યના ચિત્તને સમજીને વર્તે છે, આજ્ઞાનું પાલન કરે છે, પોતાની સાવધાની વધારે છે, રાતદિન અનુશાસન વિષયે ચિંતન કરે છે, તે ગણ–તિલક કહેવાય છે. તેવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું બહુમાન કરે છે. (૬૯૮)

જે આનંદ અને ઉત્સાહપૂર્વક ગણમાં રહે છે, ગણને નંદનવન સમજી પૌદ્ગલિક સુખની તૃષ્ણાને હટાવે છે, તેવા શિષ્યના ગુણ આચાર્ય પણ ગાય છે અને તેનું સન્માન વધારે છે. (૬૯૯)

અનુશાસિત મુનિએ શેષકાળમાં વિહાર અને ચાતુર્માસમાં સ્થિરવાસ ગુરુની આજ્ઞા મુજબ કરવો. ચાતુર્માસ પૂર્ણ થતાં ગુરુ જ્યાં હોય તે દિશામાં વિહાર કરવો. (૭૦૦)

## तेरापंथ सिद्धांत

७०१. करणी धर्म अधर्म नी कही, जू जूई दोनू सुजाण ॥

७०२. आज्ञा मांहे धर्म आखियो, बोलवो युक्तो न वार ॥

७०३. जिन आज्ञा तणां अजाण नें, समगत दुलभ सुजान ।

७०४. उद्यम करैं आज्ञा बिना,
आज्ञा मे आलस आय ।
गुरु कहै वे बोल होयज्यो मती,
आचारग पंचमा रैं छठा मांय ॥

७०५. मां विण बेटा रो जनम हुवै नही,
जनमै ते वांझ न होय ।
ज्यूं आज्ञा विण धर्म हुवै नही,
जिण आज्ञा तिहा पाप न होय ॥

७०६. निर्जरा री करणी निमल, जिन आज्ञा में जाण ।
ते शुभ जोग निरवद तिहां, पुन्य बन्ध पहिछाण ॥

७०७. विरुद आज्ञा बारली, सावज करणी सोय ।
पाप बंध तेह थी प्रकट, जिण थी पुन म जोय ॥

७०८. औषध जीभ आंख्यां तणो,
आंहमो सांहमो हो घाल्यां दोनू विलाय ।
ज्यू अवरत में धर्म सरधीयां,
पाप वरत में सरध्यां दुरगति जाय ॥

ધર્મ અને અધર્મ બન્નેની કરણી જુદી જુદી દર્શાવવામાં આવી છે. (૭૦૧)

જેમાં તીર્થંકરની આજ્ઞા છે તે જ ધર્મ છે. આજ્ઞા વિનાની વાતમાં ધર્મ દર્શાવવો તે યુક્તિ-સંગત નથી. (૭૦૨)

જે તીર્થંકરની આજ્ઞાને નથી જાણતો તેને માટે સમ્યક્ત્વ દુર્લભ છે. (૭૦૩)

'જેની આજ્ઞા નથી એમાં ઉદ્યમ કરવો અને જેની આજ્ઞા છે તેમાં આળસ કરવી.'—ગુરુએ કહ્યું, 'શિષ્ય ! આ બેય વાત તારા અંતઃકરણમાં ન હોવી જોઈએ.' આચારાગસૂત્ર આ ઉપદેશવચનની સાક્ષી પૂરે છે. (૭૦૪)

માતા વિના પુત્રનો જન્મ થતો નથી અને જેને પુત્ર જન્મે છે તે વન્ધ્યા કહેવાતી નથી. એ રીતે આજ્ઞા વિના ધર્મ હોતો નથી અને જ્યાં તીર્થંકરની આજ્ઞા હોય છે ત્યાં પાપ હોતું નથી. (૭૦૫)

નિર્મળ નિર્જરા કરવાનું તીર્થંકરની આજ્ઞામાં છે. જ્યાં પવિત્ર શુભ યોગ હોય છે ત્યાં પુણ્ય-બંધ થાય છે. (૭૦૬)

તીર્થંકરની આજ્ઞા સિવાયની કરણી અનિચ્છનીય અને પાપરૂપ છે. તેનાથી પાપકર્મનો બંધ થાય છે, પુણ્યકર્મનો બંધ નથી થતો. (૭૦૭)

જીભની દવા આંખમાં અને આંખની દવા જીભે લગાડવાથી બન્ને નકામી થાય છે. તે રીતે અવ્રતમાં ધર્મની શ્રદ્ધા અને વ્રતમાં પાપની શ્રદ્ધા કરવાથી મનુષ્ય દુર્ગતિમાં જાય છે. (૭૦૮)

७०९. सोरीगर रा घर में सोर वासदी,
न्यारा राख्यां हो विणसै नाय।
ज्यूं व्रत अव्रत फल जू जूआ,
जाण्यां हो समगत न जलाय ॥

७१०. प्रगट पसारी रै पारखा,
न्यारा राखै मिश्री सोमल न्हाल।
ज्यूं धर्म अधर्म खातो जू जूओ,
सैंठी समगत हो सुद्ध सरध्यां संभाल ॥

७११. मोख नै लोक रो मग न्यारो, बुद्धिवन्त हिया में विचारो ॥

७१२. आज्ञा बिन नहीं धर्म पुण्य, देखो आंख उघार।

७१३. ग्यानी पुरुष मरण जीवण सम गिणै, उलट सोग नहीं आणै।
मूढ़ मिथ्याती मोह राग नै, जीवणा नै दया जाणै ॥

७१४. सावज करणी पाप री, निरवद पुन री होय।
पिण एकण करणी मझे, पुन्य पाप नहिं दोय ॥

७१५. द्वेष सूं तो तुरत डिगे नांय, मोह राग थकी चल जाय।

७१६. साची सरधा हो ए जाणो तंत सार, पामे तिण सूं पार।
आज्ञा बारै धर्म को नहीं ॥

દારૂગોળો બનાવનારના ઘરમાં દારૂગોળો અને અગ્નિ બન્ને છે. બન્નેને અલગ અલગ રાખવાથી ઘરનો વિનાશ નથી થતો. તે જ પ્રમાણે વ્રત અને અવ્રત અલગ અલગ છે. તે બન્નેને સારી રીતે જાણી લેવાથી સમ્યક્ત્વનો નાશ થતો નથી. (૭૦૯)

ગાંધીને સ્પષ્ટ પરખ હોય છે જેથી તે સાકર અને સોમલખાર બન્નેને અલગ અલગ રાખે છે. એ રીતે ધર્મ અને અધર્મ બન્ને અલગ અલગ છે. એ વિશુદ્ધ શ્રદ્ધા છે. (૭૧૦)

મોક્ષ અને લોક બન્નેના માર્ગ જુદા છે. આ વાત બુદ્ધિમાનો પોતાના હૃદયમાં ધારણ કરે. (૭૧૧)

અનુશાસન વિના ધર્મ અને પુણ્ય નથી, તે આંખ ખોલી જોઈ લો. (૭૧૨)

જ્ઞાની મનુષ્ય જીવન અને મરણમાં સમદૃષ્ટિ રાખે છે. તે જીવન માટે હર્ષ ને મરણ માટે શોક અનુભવતો નથી. મૂઢ અને મિથ્યાત્વી મોહ, રાગ અથવા જીવનને જ દયા માની બેસે છે. (૭૧૩)

હિંસક કરણીથી પાપબંધ અને અહિંસક કાર્યથી પુણ્યબંધ થાય છે. પણ એક જ કાર્યથી પુણ્ય અને પાપ બન્ને નથી થતાં. (૭૧૪)

દ્વેષથી મનુષ્ય તરત વિચલિત નથી થતો, પરંતુ મોહ-રાગથી તે તત્કાળ વિચલિત થાય છે. (૭૧૫)

સાચી શ્રદ્ધા સારભૂત હોય છે એ જાણી લો. એના વડે મનુષ્ય સમસ્યાઓ ઉકેલી શકે છે. જ્યાં અનુશાસન નથી ત્યાં ધર્મ નથી. (૭૧૬)

## ११. आचार्य भिक्षु

७१७. भिक्खू नाम कह्यो भलो, सूत्रां में बहु ठाम।
भेदे कर्म भणी भलो, गुण निप्पन तुझ नाम।।

७१८. ईर्या धुन भिक्खू मुनिराज, जाणक चाल रह्यो गजराज।
भाषा समिति भिक्खू नी भाल, निरवद निरमल सुधा सम न्हाल।।

७१९. एषणा अधिक अनोपम सार, देखणहारो पामे चिमत्कार।
वस्त्रादिक लेतां जयणां विशेष, मेलतां अति उपयोग संपेख।।

७२०. पंचमी सुमति भिक्खू नीं पिछांण,
सावचेत भिक्खू सुविहाण।
मन वच काय गुप्त गुणवंत,
सत दत शील दया निग्रन्थ।।

७२१. पद आचार्य भिक्खू बुद्धि नां भंडार,
जन बहु देखतां युक्ति सूं।
आप मूंकी पद नो अहंकार,
कर जोड़ वंदना करे भक्ति सूं।।

७२२. नीर गंगा ज्यूं निरमला, पूज तणां परिणाम।
निमल ध्यान निकलंक चित, समता रमता स्वाम।।

સૂત્રોમાં વારંવાર 'ભિક્ષુ' નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જે કર્મોને ભેદે છે તે ભિક્ષુ. પ્રભુ! આ તમારું ગુણ-નિષ્પન્ન નામ છે. (૭૧૭)

આચાર્ય ભિક્ષુની ઈર્યાની ધૂન (ગતિની તલ્લીનતા) એવી હતી કે જાણે ગજરાજ ચાલતો હોય. એમની ભાષા–સમિતિ (વાણી) નિરવદ્ય, નિર્મળ અને અમૃત-ઝરણુ જેવી હતી. (૭૧૮)

એમની આહાર-એષણા અનુપમ હતી. એ જોનાર દંગ થઈ જતા.

વસ્ત્રાદિ ઉપકરણ લેવા-મૂકવામાં તેઓ અત્યંત સાવધાન રહેતા. (૭૧૯)

ઉત્સર્ગક્રિયામાં એની સાવધાની અદ્ભુત હતી. તેઓ મન, વચન અને શરીરના સંયમધારી મહાગુણવાન હતા. એમના જીવનમાં વણાઈ ગયા હતાં — સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અહિંસા અને અપરિગ્રહ. (૭૨૦)

ભિક્ષુ સ્વામી આચાર્યપદ પર પ્રતિષ્ઠિત હતા અને બુદ્ધિના ભંડાર હતા છતાં લોકોની વચ્ચે, એમના દેખતાં, પદનો અહંકાર છોડીને મુનિદ્વય(મુનિ થિરપાલ – ફતેહચંદ)ને હાથ જોડી ભાવપૂર્વક વંદના કરતા. (૭૨૧)

આચાર્ય ભિક્ષુની ભાવધારા ગંગાજળની ધારા સમાન હતી. એમનું ધ્યાન શુદ્ધ અને મન નિષ્કલંક હતું. તેઓ સમતામાં રમતા. (૭૨૨)

७२३. टोला में छता स्वाम भिक्खू थकी,
त्यां नैं बड़ा राख्या भिक्खू स्वाम।
यां नैं छोटा कर नैं हूं वड़ो होवूं,
इण में स्यूं परमारथ ताम ॥

मृदुता या मैत्री

७२४. स्वाम भिक्खू तिण अवसरे, आउ नेड़ो आयो जांण ।
करैं आलोवण किण विधे, सखर रीत सुविहाण ॥

७२५. किण हि सूं क्रोध कियो हुवै, वले क्रोध वसे वच कोय ।
करड़ी सीख किण नै कही, मिच्छामि दुकडं मोय ॥

७२६. मान माया लोभ मन में धरयो, दिल धरचा राग द्वेष दोय ।
इत्यादिक पाप अठार नों, मिच्छामि दुक्कडं मोय ॥

७२७. राग कियो हुवै रागी थकी, द्वेषी सूं धरचो हुवै द्वेष ।
मन साचे हिव मांहरै, वर मिच्छामि दुकडं विशेष ॥

७२८. बड़ा शिष्य सुविनीत छै, अंतेवासी अमोल ।
आगै लेहर आई हुवै, खमावै दिल खोल ॥

७२९. वले संत अनै सतियां मझै, केका नै करडा रै देख ।
कठिण सीख कडवो कह्यो, खमाऊं सुविशेख ॥

७३०. श्रावक नै वले श्राविका, केइ कठिण प्रकृति रा कहाय ।
कठिण वचन कह्यो हुवै, खांत करी नै खमाय ॥

७३१. केइ गण बाहिर नीकल्या, साध साधवी रे सोय ।
करडो काठो कह्यो हुवै, ज्यांसूं खमतखामणा जोय ॥

મુનિ થિરપાલજી અને ફતેહચંદજી પૂર્વદીક્ષામાં આચાર્ય ભિક્ષુથી દીક્ષા-પર્યાયમાં મોટા હતા. તેરાપંથની દીક્ષા સ્વીકાર્યા પછી આચાર્ય ભિક્ષુએ તેમને મોટા ગણવાનું ચાલુ રાખ્યુ. એમણે વિચાર્યું – 'એમને દીક્ષા-પર્યાયમાં નાના બનાવી હું મોટો બનું એમાં કયો પરમાર્થ સિદ્ધ થવાનો ?' (૭૨૩)

આચાર્ય ભિક્ષુએ મૃત્યુને નજીક જાણી આત્માલોચના કરી, તે પ્રસંગ મૈત્રીનો મહાન પ્રયોગ હતો. (૭૨૪)

'કોઈની તરફ મેં ક્રોધ કર્યો હોય, ક્રોધથી કઠોર શબ્દો બોલ્યો હોઉં, કોઈને કઠોર શબ્દોમા શિખામણ આપી હોય – એ સહુ દુષ્કૃતની હું આલોચના કરું છું. (૭૨૫)

મારામાં માન, માયા, લોભની વૃત્તિ જાગી હોય, રાગ કે દ્વેષની ભાવના થઈ હોય, કલહ, અભ્યાખ્યાન વ. અઢાર પાપ-સ્થાનકનું આચરણ કર્યું હોય – એ દુષ્કૃતની હું આલોચના કરુ છું. (૭૨૬)

રાગી તરફ રાગ, દ્વેષી તરફ દ્વેષ કર્યો હોય, તો હવે હું સાચા હૃદયથી તે દુષ્કૃતની આલોચના કરું છું.' (૭૨૭)

જે અંતેવાસીઓ અતિ વિનીત અને પોતાની વિશેષતાઓને કારણે અમૂલ્ય હતા તેમના પ્રત્યે રાગ-દ્વેષની કોઈ ભાવના થઈ હોય, તો તે માટે આચાર્ય ભિક્ષુએ તેઓની હૃદયપૂર્વક ક્ષમા માગી. (૭૨૮)

'કેટલાક સાધુ અને સાધ્વી આકરા સ્વભાવનાં જોઈ મેં તેમને કડવા શબ્દોમાં શિખામણ કે ઠપકો આપ્યો હોય તો તે સવિશેષ ખમાવું છુ. (૭૨૯)

કેટલાંક શ્રાવક અને શ્રાવિકાઓ કઠોર સ્વભાવનાં છે, એમને મેં ઠપકો આપ્યો હોય તો ક્ષમા માગું છું. (૭૩૦)

કેટલાંક સાધુ-સાધ્વીઓ ગણથી અલગ થયાં છે. તેઓને મેં કઠોર વચન કહ્યાં હોય તો તેઓની ક્ષમા માગું છું.' (૭૩૧)

७३२. चन्द्रभाणजी थली मझै, तिलोकचंदजी रै नाम।
कहिजो खमतखामणा मांहरा, त्यां सूं पड़ियो बोहलो काम।।

७३३. चरचा कीधी चूंप सूं, घनां जणां सूं बहु ठांम।
वच कठण कह्या जाण्या तसु, खमावै ले नाम।।

७३४. केइ धर्म तणां द्वेषी हुंता, छिद्रपेही अधवसाय।
त्यां ऊपर खेद आई तिका, सगला नै देऊं खमाय।।

७३५. चिउं तीर्थ शुद्ध चलायवा रे, सीखामण देतां रै सोय।
कठिण वचन जो कह्या हुवै, मुझ खमतखामणा जोय।।

७३६. एहवी आलोवण कानां सुण्यां, आवै अधिक वैराग।
करै त्यांरो कहिवो किस्यूं त्यांरै माथै मोटा भाग।।

तीन तीर्थ

७३७. किणहिक भिक्खू नै कह्यो, तीरथ थांरै तीन।
साध श्रावक नै श्राविका, समणी नहीं सुचीन।।

७३८. तिण कारण छै तांहरे, मोदक मोटो मांण।
समणी विण खांडो सही, प्रत्यख देख पिछांण।।

७३९. भिक्खू रिख भाखै इसो, लाडू खांडो लेख।
पिण चौगुणी तणों पवर, स्वाद अनूप संपेख।।

'ગણથી અલગ થયેલા ચંદ્રભાણજી અને તિલોકચંદજી બન્ને હાલ થલીમાં છે. એમની સાથે ચર્ચા-વિવાદ ઘણી વાર થયાં છે. મારા વતી એમની ક્ષમા માગજો. (૭૩૨)

અનેક લોકો સાથે મે તાત્ત્વિક વિષયોની ચર્ચા કરી છે. એમને મારાં વચનો કઠોર લાગ્યાં હશે એમ જણાય છે. એટલે એ દરેકની પાસે હું નામપૂર્વક ક્ષમા માગું છું (૭૩૩)

કેટલાક ધર્મદ્વેષી અને છિદ્રાન્વેષી લોકો જોઈ તેમના તરફ મને ક્રોધ થયો હશે – તે સઘળાની ક્ષમા માગું છું. (૭૩૪)

ચતુર્વિધ સંઘને સંચાલનમાં ઉપદેશ દેતી વખતે કોઈ કઠોર વચનો કહ્યાં હોય તો તે માટે હું ક્ષમા માગું છુ.' (૭૩૫)

આ પ્રકારની આલોચના સાંભળવામાત્રથી અધિક વૈરાગ્ય પેદા થાય છે. જે આવી આલોચના કરે છે તેની તો વાત જ શું! સાચે જ આવી આલોચના કરનાર અતિ સૌભાગ્યશાળી છે. (૭૩૬)

[કેટલાંક વર્ષ સુધી આચાર્ય ભિક્ષુના ગણમાં કોઈ સાધ્વીએ દીક્ષા લીધેલ નહીં. ત્યારે]

કોઈ માણસે કહ્યું — 'આપનાં ત્રણ જ તીર્થ છે – સાધુ, શ્રાવક અને શ્રાવિકા. 'સાધ્વી' તીર્થ આપના ગણમાં નથી. (૭૩૭)

એટલે આપની પાસે ઘણો મોટો લાડુ છે પણ સાધ્વી વિના તે જાણે કે ભાંગેલો લાડુ છે. આપ એ પ્રત્યક્ષ જુઓ છો.' (૭૩૮)

આચાર્ય ભિક્ષુએ કહ્યું, 'તમે બરાબર કહો છો, લાડુ ભાંગેલો છે. પણ છે અસલી બુંદીનો. એનો સ્વાદ અનુપમ છે.' (૭૩૯)

सम्यक् दृष्टि-सम्यक् सृष्टि

७४०. किण ही भिक्खू नें कह्यो, लागू तुझ बहु लोय।
अवगुण काढ़े थांहरा, स्वाम कहै तब सोय॥

७४१. अवगुण काढ़ै मांहरा, छौनी काढ़ता सोय।
म्हारै अवगुण काढ़णा, मांहे न राखणा कोय॥

७४२. कांयक तप संजम करी, अवगुण काढ़ां आप।
कांयक लोग ओगुण करै, सम रहि काढ़ां पाप॥

७४३. संवली वेवै स्वामजी, इम बहु बात अनेक।
देसूरी जातां मिल्यो, द्वेषी महाजन एक॥

७४४. तिण पूछ्यो स्यूं नाम तुझ, भीखन नाम कहीज।
तिण कह्यो तेरापंथी ते ? स्वाम कहै तेहीज॥

७४५. तब कहै तुझ मुख देखियां, जावै नरक मझार।
पूज कहै—तुझ मुख देखियां, किहां जावै कहो धार॥

७४६. मुझ मुख देख्यां सिव सुरग, तब बोल्या महाराय।
म्है तो इसड़ी ना कहां, मुख थी नरक सिव पाय॥

७४७. पिण मुख देख्यो थांहरो, म्हारै तो सिव स्वर्ग।
म्हारो मुख देख्यो तुम्हें, तुम्ह कहिणी तुझ नर्ग॥

७४८. गजी मेमूंदी वासती, तीनूं एकण गोत।
जिण नै जैसा गुरु मिल्या, तिसा काढ़िया पोत॥

કોઈએ આચાર્ય ભિક્ષુને કહ્યું – 'કેટલાક લોકો આપની પાછળ પડચા છે. તેઓ આપના અવગુણો શોધે છે.' (૭૪૦)

આચાર્ય ભિક્ષુએ કહ્યું – 'તેઓ મારા અવગુણ શોધતા હોય તો ભલે શોધે. મારે પણ મારા અવગુણ કાઢવાના જ છે, અંદર નથી રાખવાના. (૭૪૧)

આપણે તપ-સંયમ દ્વારા કેટલાક અવગુણને જાતે જ કાઢીએ છીએ. કેટલાક અવગુણ બીજા લોકો કાઢે છે. આપણે સમભાવ-પૂર્વક તેમને સહકાર આપીએ.' (૭૪૨)

આચાર્ય ભિક્ષુ અસમ્યકને પણ સમ્યકરૂપ આપી દેતા. દેસૂરી ખીણના રસ્તે જતાં એમને એક મહાજનનો ભેટો થયો, જે એમના પ્રતિ દ્વેષ રાખતો હતો. (૭૪૩)

એણે પૂછયું – 'તારું નામ શું?' આચાર્ય ભિક્ષુએ જવાબ આપ્યો, 'મારું નામ ભીખન છે.' તે બોલ્યો – 'શું તેરાપંથી ભીખનજી?' આચાર્ય ભિક્ષુએ કહ્યું – 'એ જ.' (૭૪૪)

તે બોલ્યો – 'તારું મોં જોનાર નરકમાં જાય છે.' આચાર્ય ભિક્ષુએ કહ્યું, 'તમારું મુખ જોનાર કયાં જાય છે?' (૭૪૫)

તેણે કહ્યું, 'મારું મોં જોનાર મોક્ષમાં કે સ્વર્ગમાં જાય છે.' આચાર્ય ભિક્ષુએ કહ્યું, 'અમે એવું નથી માનતાં કે કોઈનું મોં જોવાથી કોઈ નરક કે સ્વર્ગમાં જાય છે. (૭૪૬)

પણ તમારા કહેવા મુજબ તો મેં તમારું મોં જોયુ છે એટલે હું સ્વર્ગમાં જઈશ અને તમે મારું મોં જોયું છે એટલે તમે નરકમાં જશો!' (૭૪૭)

ગજી, મેમંદી અને વાસતી એ ત્રણે એક જ જાતનાં કાપડ છે, એક જ તારમાંથી વણાય છે પણ જેવો જેને વણનાર મળ્યો તેવાં બની ગયાં. (૭૪૮)

## सापेक्षवाद

७४९. हद वाण सुणी हलुकर्मी हरखैं, द्वेषी बोल्या धर्म द्वेष धारी।
सवा दोढ़ पोहर रात्रि आई, सो थानैं कल्पै नहीं इण वारी ॥

७५०. भिक्खु कहै—दुख नीं रात्रि भूंडी, झट सुख निश सोहरी जावै।
सभीं सांझ मांहे मनुष मूआं सूं, लोकां नें रात्रि मोटी लखावै ॥

७५१. संत बखाण देवैं तो न सुहावै, ज्यांनैं रात्रि घणीज जणावै।
दंभ मिटचा तो अधिक न दीसैं, आ तो पोहर रैं आसरे आवैं ॥

## श्रम की सार्थकता

७५२. किण ही स्वाम भिक्खु नैं कह्यो इम, उपगार तो आछो कीधो।
जीव घणां नैं समझाया जुगत सूं, लाभ धर्म रो लीधो ॥

७५३. वलता भिक्खू कहै तो बाई, पिण गांम रे गोरवे पेखो।
सो खर नहीं आय पड़चा है तो टिकसी,
बाकी कठिण है अधिक विशेखो ॥

## स्वर्ग और नरक

७५४. जीव नरक में जाय तसु, तांणण वालो तांम।
कुण है ? कहो कृपा करी, इम पूछचो अभिराम ॥

७५५. भिक्खू उत्तर इम भणैं, सखर जाब सुध्कार।
पत्थर कुआ में न्हाखियां, कुण तसु खांचणहार ॥

७५६. कठिण पत्थर भारे करी, आफेइ तल जाय।
कर्म भार सूं कुगति लहै, स्वाम कहै इम वाय ॥

આચાર્ય ભિક્ષુ પ્રવચન કરી રહ્યા હતા. કેટલાક ધર્મદ્વેષીઓએ કહ્યું — 'સવા-દોઢ પહોર રાત વીતી ગઈ છે તોય આ વ્યાખ્યાન કઈ રીતે કરે છે?' (૭૪૯)

આચાર્ય ભિક્ષુએ કહ્યું, 'દુઃખની રાત ખૂબ લાંબી લાગે છે. સુખની રાત ઝટ વીતી જાય છે.' બરાબર સાંજે કોઈનું મરણ થાય તો લોકોને રાત ખૂબ લાંબી લાગે છે. (૭૫૦)

સંતોનું વ્યાખ્યાન જેમને ગમતું નથી તેમને રાત લાંબી લાગે છે. જેમનો દંભ નાશ પામ્યો છે તેમને રાત અધિક વીતી ગઈ છે એમ નથી લાગતું. એમને એક પહોર રાત એક પહોર જેટલી જ લાગે છે.' (૭૫૧)

એક માણસે આચાર્ય ભિક્ષુને કહ્યું, 'આપે અહીં આવીને ઘણું સારું કર્યું. ઘણા લોકોને યુક્તિપૂર્વક ધર્મનો મર્મ સમજાવ્યો. આપે સાચેસાચ ધર્મલાભ કરાવ્યો છે.' (૭૫૨)

આચાર્ય ભિક્ષુએ જવાબ વાળ્યો — 'અમે તો ખેતી કરી છે – બી વાવ્યાં છે, પરંતુ તે આ ગામની સીમમાં છે. હવે ગધેડાઓ નહીં ઘૂસી જાય તો તો તે ટકી જશે. પણ એનું ટકવાનું લાગે છે મુશ્કેલ.' (૭૫૩)

ખીંવેસરાએ પૂછ્યું — 'જીવ નરકમાં જાય છે ત્યારે તેને નીચે તરફ ખેંચનાર કોણ છે? કૃપા કરીને બતાવો.' (૭૫૪)

આચાર્ય ભિક્ષુએ જવાબ આપ્યો – 'કૂવામાં પથ્થર નાખ્યો; તેને કોણ નીચે ખેંચે છે? (૭૫૫)

પથ્થર ભારે હોય છે, તે પોતાનાં વજનથી કૂવાના તળિયે જઈ પહોંચે છે. એ જ રીતે જીવ પોતાનાં કર્મના ભારથી નીચે નરકમાં જાય છે.' (૭૫૬)

७५७. बोहरे पूछा बलि करी, जीव स्वर्ग किम जाय।
कुण लेजावणहार तसु, वारु अर्थ बताय ॥

७५८. भिक्खू कहै बोहरा भणी, प्रतख पाणी मांय।
काष्ट न्हाखै कर ग्रही, ते किण रीत तिराय ॥

७५९. तिण काष्ट रै तल कहो, किण मांड्या है हाथ।
हलका पणां स्वभाव सूं, ऊपर तिर नै आत ॥

७६०. हलको कर्म करी हुवां, जीव स्वर्ग में जाय।
सगला कर्म रहीत सो, परम मोक्ष गति पाय ॥

७६१. पइसो मेहले पाणी मझै, ततखिण डूबे तेह।
उण हीज पइसा नै अग्नि में, अधिक ताप दे एह ॥

७६२. कूटी कूटी वाटकी करी, तिरे उदक में ताय।
वलि उण वाटकी नै विचै, पइसो मेल्या तिराय ॥

७६३. तिम जीव संजम तप करी, करै आतम हलको कोय।
कर्म भार अलगो कियो, तिरिये भवदधि तोय ॥

अपनी-अपनी योग्यता

७६४. किण ही स्वामीजी ने पूछा कीधी,
कच्चो बुद्धि वालो समझै न. कांई।
मुनि भिक्खु कहै-दाल मूंग मोंठारी,
थिर दाल चणां री पिण थाई ॥
७६५. पिण गोहां री दाल हुवै नहीं प्रत्यख,
ज्यूं भारी कर्मा न समझै जाणी।
हलुकर्मी बुद्धिमान हुवै ते,
पक्ष छांडै जिण धर्म पिछांणी ॥

ખીંવેસરાએ ફરી પૂછયું – 'જીવ સ્વર્ગમાં કેવી રીતે જાય છે? એને કોણ ત્યાં લઈ જાય છે? કૃપા કરી બતાવો.' (૭૫૭)

આચાર્ય ભિક્ષુએ કહ્યું – 'કોઈ માણસ હાથમાંનું લાકડું પાણીમાં નાખે છે તો તે કેવી રીતે ઉપર તરે છે? (૭૫૮)

તે લાકડા નીચે કોણે હાથ રાખ્યો છે? કોઈએ નહીં. તે પોતાના હળવું હોવાના સ્વભાવને કારણે આપોઆપ જ નીચેથી ઉપર આવી જાય છે અને પાણીમાં તરે છે. (૭૫૯)

કર્મનો ભાર હળવો થવાથી જીવ સ્વર્ગમાં જાય છે અને સર્વ કર્મોથી મુક્ત થવાથી તે મોક્ષમાં ચાલ્યો જાય છે. (૭૬૦)

પૈસા તત્કાળ પાણીમાં ડૂબી જાય છે. તે જ પૈસાને આગમાં તપાવી ટીપી ટીપીને એની વાટકી બનાવી હોય તો તે પાણીમાં તરવા લાગે છે. અને એ વાટકીમાં પૈસા રાખ્યા હોય તો તે પૈસા પણ તરવા લાગે છે. (૭૬૧-૭૬૨)

એ રીતે જે જીવ તપ અને સંયમથી પોતાની જાતને હળવી બનાવી દે છે તે કર્મભારથી મુક્ત થઈ સંસાર-સમુદ્ર તરી જાય છે.' (૭૬૩)

કોઈએ આચાર્ય ભિક્ષુને પૂછયું — 'અપકવબુદ્ધિવાળો કંઈ સમજે નહીં એવું કેમ બને છે?' આચાર્ય ભિક્ષુએ ઉત્તર આપ્યો — 'મગ, મઠ અને ચણાની દાળ બને છે, પરંતુ ઘઉંની નહીં. એ રીતે અપરિપકવ બુદ્ધિવાળો કઠિનકર્મી જીવ તત્ત્વને સમજી શકતો નથી, હળુકર્મી જીવ જિનધર્મને જાણી પક્ષાપક્ષી છોડી દે છે' (૭૬૪-૭૬૫)

७६६. सुध जाब दूजो देवै तिण में न समजै,
आपरी भाषा रो ई अजांण।
दृष्टंत स्वाम ते ऊपर दीधो,
समजावण काज सयाण ॥

७६७. एक बाई बोली—म्हारो भर्तार एहवो,
आखर लिखै ते अधिक अजोग।
बीजा सूं आखर बंचै नहीं विरूआ,
मोने ठोठ रो मिलियो संजोग ॥

७६८ इतरै दूजी कहै मुझ पिउ इसड़ो,
पोता रा लिख्या अखर पिछांणो।
जे पिण पोता स्यूं वंच्या नहीं,
अति हि मूरख एहवो अजाणो ॥

७६९ वैरागी री वाणी सुण्या वैराग बाधै,
दीयो स्वाम भिक्खू दृष्टंतो।
कसूंबो आप गल्यां गालै कपड़ो,
आवै रंग अत्यंतो ॥

७७०. गांठ कसूंबा री गाढ़ी बांधै,
पोतै गलियां विण रंग न पसावै।
ज्यूं वैराग हीण तणी वाणी सूं,
अति वैराग किण विध आवै ॥

કેટલાક લોકો પોતે કહેલી વાતનો અર્થ સમજતા નથી, બીજાએ આપેલા સ્પષ્ટ જવાબને પણ સમજી શકતા નથી. આવી મનોવૃત્તિના માણસોને સમજાવવા માટે આચાર્ય ભિક્ષુએ દષ્ટાંતની ભાષામાં કહ્યું — (૭૬૬)

"એક મહિલા બોલી — મારો પતિ એવા અક્ષરો લખે છે કે કોઈ એ વાંચી શકે નહીં. મને ખરા જડ પતિનો સંયોગ થયો છે. (૭૬૭)

એ સાંભળી બીજી બોલી — મારો પતિ એથીય અજબ છે. તેણે પોતે લખેલું તે પોતે જ વાંચી નથી શકતો." (૭૬૮)

કોઈએ કહ્યું કે વૈરાગીની વાણી સાંભળવાથી વૈરાગ્ય વધે છે. આચાર્ય ભિક્ષુએ દષ્ટાંતની ભાષામાં સ્પષ્ટતા કરી – 'કસૂંબો પોતે ગળી જાય ત્યારે કપડાને ગાળે છે – રંગીન બનાવે છે. (૭૬૯)

કસૂંબો મજબૂત ગાંઠડીમાં બંધાય છે. તે પોતે ગળ્યા વિના કપડાને રંગી શકતો નથી. એ જ રીતે વૈરાગ્યહીનની વાણી સાંભળવાથી વૈરાગ્ય ઉપજતો નથી.' (૭૭૦)

કોઈ માણસે આચાર્ય ભિક્ષુને કહ્યું — 'આપ સમજાવવા માટે એવાં દૃષ્ટાંતો કહો છો કે દિલમાં ચોટ વાગી જાય.' એ સાંભળી આચાર્ય ભિક્ષુ બોલ્યા – 'કોઈ માણસને ભયંકર વાનો રોગ થયો હોય તો તેને ધીરે ધીરે પંપાળવાથી શું વળે? (૭૭૧)

તેને લોઢાના ગરમ સળિયાથી ડામ દેવાથી મટે. એ રીતે મિથ્યાત્વના જલદ રોગને મટાડવા હું ચોટદાર દૃષ્ટાંતોનો પ્રયોગ કરું છુ.' (૭૭૨)

કેટલાક અજ્ઞાનીઓ એમ કહે છે – 'અમારે આચારથી શું નિસ્બત? અમે તો ઓઘો અને મુહપત્તીને માથું નમાવી વંદન કરીએ છીએ.' (૭૭૩)

આચાર્ય ભિક્ષુ કહે – 'જો ઓઘાને વંદન કરવાથી કોઈ તરી જતું હોય તો તે ઊનનો બને છે, ઊન ઘેટાં ઉત્પન્ન કરે છે. (૭૭૪)

એટલે ઘેટાંના પગમાં પ્રણામ કરી કહેવું જોઈએ કે "ધન્ય છે તમને જે ઓઘો પેદા કરો છો." (૭૭૫)

મુહપત્તી કાપડની બને છે. કાપડ રૂમાંથી બને છે. જો મુહપત્તી-ને વંદન કરવાથી કોઈ તરી જતું હોય તો રૂને વંદન કરી કહેવું જોઈએ — (૭૭૬)

"હે રૂ! તને ધન્ય છે કે તારામાંથી મુહપત્તી બને છે." આ રીતે વેષની પૂજા કરવાથી સંસાર-સમુદ્ર કઈ રીતે તરી શકાય? (૭૭૭)

ગુણના આધારે પૂજા થવી જોઈએ. તોપણ કેટલાક લોકો ગુણહીનની પૂજા કરે છે. સ્પષ્ટ છે કે તેઓ ભૂલા પડયા છે. એમને કેવી રીતે ઠેકાણે લાવવા?' (૭૭૮)

७७९. जिण मारग में देख लो, गुण लारै पूजाह।
निगुणां नै पूजै तिके, ते मार्ग दूजाह॥

७८०. गुण गोली, सीरै भरी, पुरस्यां पांत धपाय।
गुण विण ठाली ठीकरो, देख्यां भूख न जाय॥

७८१. किणहिक भिक्खू नै कह्यो, वर तुम करो बखाण।
निंदक ए निंद्या करै, अलगा बैठ अजाण॥

७८२. भिक्खु उत्तर दै भलो, स्वान तणोंज स्वभाव।
झालर को झिणकार सुण, रोवण केरो राव॥

७८३. नीच इती जाणै नहीं, ए झालर अधिकार।
ब्याहव तणी बाजै अछै, कैं मूआ नी धार॥

७८४. ज्यूं ए पिण जाणै नहीं, वांचै ग्याम बखाण।
राजी ह्वेणो ज्यां हो रह्यो, अवगुण करै अजाण॥

'તમે જોશો કે જિનમાર્ગમાં ગુણની પૂજા થાય છે. જ્યાં ગુણ-હીનની પૂજા થાય છે તે કોઈ બીજો જ પંથ છે. (૭૭૯)

પિત્તળનું વાસણ કે માટીનું વાસણ જો મીઠાઈથી ભરેલ હોય તો પીરસવાની સાથે જ પંગત તૃપ્તિ પામે છે. પણ ગુણ (મીઠાઈ) વિનાનું વાસણ ખાલી ઠીકરા જેવું છે એને જોઈને કોઈ ધરાઈ જતું નથી.' (૭૮૦)

કોઈએ આચાર્ય ભિક્ષુને કહ્યું, 'અહીં આપ સરસ વ્યાખ્યાન આપી રહ્યા છો અને ત્યાં છેવાડે બેસી કેટલાંક જણ આપની નિંદા કરી રહ્યા છે.' (૭૮૧)

આચાર્ય ભિક્ષુએ જવાબ આપ્યો — 'કૂતરાનો એવો સ્વભાવ છે કે ઝાલરનો ઝણકાર સાંભળી રોવા લાગે છે. (૭૮૨)

તે અધમવૃત્તિનો જીવ એ નથી જાણતો કે આ ઝાલરનો ઝણકાર લગ્ન-પ્રસંગનો છે કે મૃત્યુ-પ્રસંગનો. (૭૮૩)

એ જ રીતે તે હલકી વૃત્તિના માણસો એ નથી જાણતા કે જ્ઞાન વધારનારું વ્યાખ્યાન થઈ રહ્યું છે. આવું વ્યાખ્યાન સાંભળી રાજી થવાનું તો દૂર રહ્યું, ઊલટાં તે અજ્ઞાની માણસો નિંદા કરે છે.' (૭૮૪)

# १२. संघ और शासन

संघ-निष्ठा

७८५. शासन में रंग-रत्ता रहो, सुर शिव-पद मांही वास वसो ॥

७८६. भाग्य बले भिक्षु गण पायो, रत्न-चिंतामणि पिण न इसो ॥

७८७. गणपति कोप्यां ही गाढ़ा रहो, समचित शासन मांहे लसो ॥

७८८. आड दोड चित में म आणो, मोह कर्म नो थे तज द्यो नशो ॥

७८९. बार-बार स्यूं कहिये तुमे, अचल रहो पिण मति रे खुसो ॥

७९०. खेल खिलाड्यां रा याद करो, अडिगपणे थे गण में वसो ॥

७९१. भवसागर में ज्याज सरीखो, भिक्षु गण ए जाणी।
नरक निगोद दुखां स्यूं डरतो न तजै उत्तम प्राणी ॥

७९२. विविध प्रकार ना कष्ट उपजै, कटुक वचन मुनि तंडे।
च्यारूं तीरथ मांहे निषेधै, तो पिण गण नही छंडे ॥

७९३ आचार्य नीं आज्ञा बिना दिख्या दीधी हूं,
विण आज्ञा दिख्या नों उपदेशो।
त्रिविध त्रिविध तिण दोष नै निन्दू,
मिच्छामि दुक्कडं विशेषो ॥

ધર્મ-સંઘમાં રચ્યાપચ્યા રહો, સુર-પદ અને શિવ-પદનો પ્રવાસ કરો. (૭૮૫)

ભાગ્ય-બળે ભિક્ષુ-ગણ તમને મળ્યો છે. ચિંતામણિ રત્ન પણ આવું નહીં હોય. (૭૮૬)

આચાર્ય કોપ કરે તોપણ ગણમાં ટકી રહો. સમચિત્ત અને ઉલ્લસિત રહો. (૭૮૭)

મનમાં સંકલ્પ-વિકલ્પ ન કર્યા કરો. મોહનીય કર્મના નશાને છોડી દો. (૭૮૮)

તમને વારંવાર શું કહેવું? ગણમાં અડગ રહો, ક્ષુબ્ધ ન થાઓ. (૭૮૯)

નટોના ખેલને યાદ કરો. અડગપણે ગણમાં ટકી રહો. (૭૯૦)

ભિક્ષુ-ગણ ભવસાગરમાં વહાણ સમાન છે. નારક અને નિગોદ-(સહુથી અધિક અવિકસિત વનસ્પતિ જીવ)નાં દુઃખોથી ડરનાર પ્રાણી ગણને છોડે નહીં. (૭૯૧)

વિવિધ પ્રકારનાં કષ્ટો સહન કરવાં પડે, કઠોર વચનોમાં ઠપકો સાંભળવો પડે કે ચતુર્વિધ સંઘની વચ્ચે ઠપકો મળે, તોપણ ગણ ન છોડો. (૭૯૨)

આચાર્યની આજ્ઞા વિના કદી કોઈને દીક્ષા આપી હોય કે દીક્ષા માટે તૈયાર કરેલ હોય તો તે અનુશાસનહીનતાના દોષની ત્રિકરણ-ત્રિયોગથી નિંદા કરું છું અને એ દુષ્કૃતની આલોચના કરું છું, મારી ભૂલનો સ્વીકાર કરું છું. (૭૯૩)

७९४. किण ही पुरुष नैं अकारज करतो, देखी न्यात मझारो।
तो पंचा नै आय सुणावैं, पिण आप हुवै नही न्यारो।।

७९५. तिम किण ही नै दोष सेवतो, देख्यो तीर्थ मभारो।
तो गणपति नै आय सुणावैं, पिण आप हुवै नही न्यारो।।

७९६. राजा ठाकुर नैं अंगरेज तणें आगे न पुकारैं।
न्यात बारै काढण रो कारज, ते नहीं त्यांरे रहारे।।

७९७. न्यात बारै काढण रो कारज, है पंचा रे हाथो।
अथवा त्यांरै तोल आवै जिम, तेहिज करै विख्यातो।।

७९८. पंचा भणी सुणाय आप, निरदोष हुवै निकलंको।
पिण आप न्यात बारै क्यूं निकले, निकल्यां अपजश डंको।।

७९९. तिण किण ही में दोष देख, गणपति ने तुरत सुणावैं।
आप आसता त्यांरी राखी, अधिक विमल चित्त भावैं।।

८००. शासन में रहि शासन री, करै उतरती बातो।
अबोध रो कारण जिन आख्यो, जासी जम रै हाथो।।

८०१ इम जाणी सुवनीत मुनीश्वर, श्रावक जे सुखदाई।
शासन री उतरती न करै, दिन-दिन शोभ सवाई।।

८०२. शासन री उतरती न करे, ए भिक्षु नीं मरजादो।
ते सुध पाल सुजश उजवाले, उभय भवे अहलादो।।

સમાજની કોઈ વ્યક્તિ ન્યાતના બીજા કોઈને અકાર્ય કરતો જુએ તો તે જઈ ન્યાતના પંચને જણાવી દે છે, તે પોતે ન્યાતથી જુદો થઈ જતો નથી. (૭૯૪)

તેવી જ રીતે કોઈ મુનિ પોતાના સંઘમાં કોઈને અનિષ્ટ કાર્ય કરતાં જુએ, તો આચાર્યને બતાવી દે છે, પરંતુ પોતે સંઘમાથી જુદો થઈ જતો નથી. (૭૯૫)

પેલો સામાજિક વ્યક્તિ રાજા, ઠાકોર કે સરકાર સમક્ષ ધા નથી નાખતો, કેમ કે ન્યાતમાંથી કોઈને દૂર કરવાનું કામ તે બધાનું નથી, ન્યાતમાંથી કોઈને દૂર કરવાનું કામ ન્યાતપંચનું છે, તે તેઓ કરે છે. (૭૯૬–૯૭)

તે માણસ પંચને બતાવીને પોતે દોષ અને આરોપમાંથી છૂટો થઈ જાય છે, પરંતુ તે ન્યાતમાંથી પોતે શા માટે જુદો થાય? જુદો થવાથી તો તેને ઘોર અપયશ મળે. (૭૯૮)

તે જ પ્રમાણે મુનિ કોઈ બીજાનો દોષ જુએ તો આચાર્યને બતાવી દે. એમનો વિશ્વાસ રાખી પોતાના મનને નિર્મળ કરી લે. (૭૯૯)

સંઘમાં રહી સંઘ વિશે હલકી વાતો કરે છે તે અજ્ઞાનનું કારણ છે એમ જિને (ભગવાને) કહ્યું છે. એમ કરનાર પછીના જન્મમાં પીડા પામે છે. (૮૦૦)

આ વસ્તુ જાણીને સુવિનીત સાધુ અને શ્રાવક સંઘની હલકી વાત કરતાં નથી, પરંતુ પ્રતિદિન સંઘની શોભા વધારે છે. (૮૦૧)

શાસનની હલકી વાત ન કરવી એ આચાર્ય ભિક્ષુની આણ છે. એનું સમ્યગ્ રીતે પાલન કરનાર પોતાનો યશ ઉજ્જવળ કરે છે. તે બન્ને જન્મમાં આનંદ પામે છે. (૮૦૨)

८०३ करै उतरती शासण री तसु, संग कदे नहीं करणो।
काल भुजंग सरीखो लेखव, अहोनिशि तिण स्यूं डरणो॥

संघ-विकास

८०४ बारै संत आगे हुंता स्वाम भिक्खु रे सोय।
हेम थया संत तेरमां यां पाछै न घटियो कोय॥

संघ-विकास के सूत्र

८०५. गण-वृद्धि चाहो सुगुणपति, समणी संपद हाथ।
तो नेठाउ पंच ले, अधिक म सूंपौ आथ॥

८०६. गण-वृद्धि चाहो सुगणपति, जे कोई दीक्षा देह।
शिष शिषणी लेणा उरा, तिण में गुण अधिकेह॥

८०७. गण-वृद्धि चाहो सुगणपति, त्रिण मुनि जे अगवाण।
गाहा पणवीस बहुल पणे, वलि द्रव्यादि पिछाण॥

८०८. जिता दिवस अगवाण बण, विचरे जे सिंघाड़।
तेता दिवस गिलाण नीं, व्यावच करणी सार॥

८०९. तथा करावै कार्य अन्य, तसु पेटे विख्यात।
वलि गुण जाणै तिम करै, (पिण) संपति राखै हाथ॥

८१०. इमज गणी पासे रह्यां, एक साज रै मांय।
बहु अज्जा नहीं राखणी, कारणीक बिन ताय॥

જે શાસનની હલકી વાત કરે તેનો સંગ કદી ન કરવો જોઈએ. તેને કાળા નાગ જેવો જાણી તેનાથી રાતદિવસ ડરતા રહેવું જોઈએ. (૮૦૩)

આચાર્ય ભિક્ષુના સંઘમાં પહેલાં બાર સાધુ હતા. મુનિ હેમરાજજી તેરમા સાધુ થયા. એમના દીક્ષિત થયા પછી એ સંખ્યા કદી ઘટી નહીં. (૮૦૪)

ગણપતિ! જો ગણની વૃદ્ધિ ઇચ્છતા હો, શ્રમણી સંપદાને હાથમાં રાખવા ઇચ્છતા હો તો કોઈ પણ સમૂહની અગ્રણી સાધ્વીને કાયમ માટે પાંચથી વધુ સાધ્વીઓ સોંપવી નહીં. (૮૦૫)

ગણપતિ! જો ગણની વૃદ્ધિ ઇચ્છતા હો તો કોઈ પણ સાધુ કે સાધ્વી દ્વારા દીક્ષિત વ્યક્તિને પોતાની નિશ્રામાં લઈ લેવા. એમાં જ અધિક શ્રેય થશે. (૮૦૬)

ગણપતિ! જો ગણની વૃદ્ધિ ચાહો તો ત્રણ સાધુના સમૂહના અગ્રણીને પ્રતિદિન પ્રાયઃ પચ્ચીસ ગાથાઓ લખાવવી — દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આદિ જાણીને. (૮૦૭)

અથવા જે અગ્રણી જેટલા દિવસ અગ્રણીરૂપે વિહાર કરે તેટલા દિવસ સુધી તેને કોઈ રોગીની સેવા કરવાનું સોંપવું. (૮૦૮)

અથવા ગાથાઓના બદલે કોઈ બીજું કામ કરાવવું. અથવા જેમ યોગ્ય જણાય તેમ કરવું, પરંતુ આચાર્યે સત્તા પોતાને હસ્તક રાખવી. (૮૦૯)

વિશેષ પરિસ્થિતિ સિવાય આચાર્યની પાસે રહેનાર સાધ્વીઓના એક સંઘાડામાં પાંચથી વધુ સાધ્વીઓ ન રાખવી. (૮૧૦)

८११. गणी समीपे बहु रहे तो, बहु साज करेह।
पिण इक साजे बहु अज्जा, नेठाउ मत देह॥

८१२. गण-वृद्धि चाहो सुगणपति, चतुर्मास उतरेह।
बाहुल्य दर्शन विन किये, विचरण आण म देह॥

८१३. गण-वृद्धि चाहो सुगणपति, संत सती गुणगेह।
विण कारण इक ग्राम में, रहिवा आण म देह॥

८१४. गण-वृद्धि चाहो सुगणपति, संत सती गुण गेह।
परिचय रूपज सेव नीं, तू आणा मत देह॥

८१५. गण-वृद्धि चाहो सुगणपति, चतुर्मास उतरेह।
संत सती आवे तसु, पूछा सर्व करेह॥

८१६. शेखे काल चौमासे भेलै, संत सती सुखकारी।
तसु धणियाप न करणी त्यांने, सहु गणि नामे धारी॥

८१७. गणि वांचण पोथ्यां दै तिण नै, तसु धणियाप निवारी।
मुनि अज्जा पोथ्यां जो मांगे, सूंपै विनीत तिवारी॥

८१८. गांम्यां सेती ह्वे वेराजी, तेहनें मती बधारी।
बुध स्यूं खोड मेट तसु क्षेत्रज, देख भलावै धारी॥

જો આચાર્ય પાસે વધુ સાધ્વીઓ હોય તો તેમના વધુ સંઘાડા બનાવવા, પરંતુ એક સંઘાડામાં સ્થાયીરૂપથી વધુ સાધ્વીઓ ન રાખવી. (૮૧૧)

ગણપતિ ! જો ગણવૃદ્ધિ ઇચ્છતા હો તો ચાતુર્માસ પૂર્ણ થતાં સાધુ-સાધ્વીઓને દર્શન કર્યાં વિના દેશમાં વિહાર કરવાની આજ્ઞા ન આપવી. (૮૧૨)

ગણપતિ ! જો ગણની વૃદ્ધિ ઇચ્છતા હો તો કોઈ ખાસ પરિસ્થિતિ સિવાય, સાધુ-સાધ્વીઓને એક ગામમાં રહેવાની આજ્ઞા ન આપશો. (૮૧૩)

ગણપતિ ! જો ગણની વૃદ્ધિ ઇચ્છતા હો તો સાધુ-સાધ્વીઓને પરસ્પર પરિચય કે સંપર્ક કરવાની અનુમતિ ન આપશો. (૮૧૪)

ગણપતિ ! જો ગણની વૃદ્ધિ ઇચ્છતા હો તો ચાતુર્માસ પૂર્ણ થતાં સાધુ-સાધ્વીઓના જે સમૂહ પાછા ફરે તેમની વાર્ષિક ચર્યાની પૂછપરછ જાતે જ કરો. (૮૧૫)

શેષકાળ અથવા ચાતુર્માસ માટે આચાર્ય અગ્રણી સાધુ-સાધ્વીઓની સાથે બીજાં સાધુ-સાધ્વીઓને મોકલે છે. તે વેળાએ તે સાધુ-સાધ્વીઓ પર અગ્રણીએ સ્વામિત્વ ન સ્થાપવું, કારણ બધાં સાધુ-સાધ્વીઓ આચાર્યની નિશ્રામાં ગણાય છે. (૮૧૬)

આચાર્ય અભ્યાસ માટે જે પુસ્તક આપે તેના પર સ્વામિત્વ ન કરવું. આચાર્ય સાધુ-સાધ્વીઓને કે પુસ્તકોને પાછાં માગે ત્યારે અનુશાસિત સાધુ તત્કાળ પાછાં સોંપે છે. (૮૧૭)

આ પ્રમાણે પાછાં માગવામાં આવે ત્યારે જે નારાજ થઈ જાય છે તેમને છૂટો દોર ન આપવો. બુદ્ધિપૂર્વક તેમની ખામી સુધારવી અને સમજી-વિચારીને એમનું ચાતુર્માસનું ક્ષેત્ર નક્કી કરવું. (૮૧૮)

८१९. तंतु जाचे तास नाम लिख, गणि नैं कहै तिवारी।
ते पिण पूछी लिख्यो बांचज्ये, आलस अंग निवारी।।

८२०. संत सती चउमासा मांही, चउत्थ छठादि उदारी।
ते पिण लिखियो पत्र बांचज्ये, सूरत राखजे भारी।।

८२१. अज्जा कोइक अधिक कठोरज, वचन बोले अविचारी।
लिख्यो बांचज्ये तसू दंड दीजे, पूछा कीजै सारी।।

८२२. ए गणपति अनुकूल अछे के प्रतिकूल छै दुखकारी।
ऊंडी दृष्टि करी ओलखजे, सहज म गिणै लिगारी।।

८२३. सन्मुख परमुख गण दीपावै, धर उचरंग अपारी।
प्रत्यनीक स्यूं प्रीत न राखै, विनयवंत ते भारी।।

८२४. गणपति ना अति गुण दीपावै, परम प्रीत अति भारी।
प्रत्यनीक नें तुरत निखेदै, ते सासण सिणगारी।।

८२५. गणपति नों गुण करतो संके, वदे वयण दुखकारी।
अवनीतां स्यूं हेतज राखै, ते अवनीत बिडारी।।

८२६ स्वाम लिखत मर्यादा सुण-सुण, हरखै हिया मझारी।
गण दीपावै अति हुलसावै, ते सासन सिणगारी।।

અગ્રણી સાધુ-સાધ્વીઓ જે ગૃહસ્થ પાસેથી કપડાં લે તેમનું નામ લખી લાવે અને આચાર્યને બતાવે. તેમની પૂછપરછ કરવી અને તેમણે લખેલું તપાસી લેવું તે આચાર્યની ફરજ છે. આ કાર્યમાં તું આળસ કરતો નહીં. (૮૧૯)

સાધુ-સાધ્વીઓ ચાતુર્માસમાં ઉપવાસ, બે–ઉપવાસ વગેરે તપશ્ચર્યા કરે છે, તેઓ તે તપશ્ચર્યાઓનું વિવરણ લખી લાવે છે. એ તું જાતે વાંચજે. આ વાત યાદ રાખજે. (૮૨૦)

કોઈ સાધ્વી પ્રકૃતિથી કઠોર હોય છે. તે વગર વિચાર્યું જે તે બોલી જાય છે. આવી બાબતમાં લિખિત વિવરણ જોઈ પૂછપરછ કરીને તેને પ્રાયશ્ચિત્ત આપવું. (૮૨૧)

કોઈ વ્યક્તિ આચાર્યને અનુકૂળ છે કે પ્રતિકૂળ – એ વસ્તુ ગંભીરતાપૂર્વક તપાસવી, એને સામાન્ય વાત માની ન લેવી. (૮૨૨)

જે સાધુ ઉમંગપૂર્વક આચાર્યની સામે કે એમની ગેરહાજરીમાં ગણની શોભા વધારવાનું કાર્ય કરે છે અને ગણની વિરોધી વ્યક્તિની સાથે સંબંધ રાખતો નથી તે મહાન અનુશાસિત છે. (૮૨૩)

જે આચાર્યની શોભા વધારે છે, એમના પ્રતિ ગાઢ સ્નેહભાવ રાખે છે, આચાર્ય-વિરોધી વ્યક્તિને તરત અટકાવે છે, તે શાસનનો શણગાર છે. (૮૨૪)

જે આચાર્યની વિશેષતા દર્શાવવામાં સંકોચ કરે છે, દુઃખદાયક વચનો બોલે છે, અને અનુશાસનહીન વ્યક્તિઓ સાથે સ્નેહ રાખે છે, તે પ્રત્યક્ષ અનુશાસનહીન છે. (૮૨૫)

આચાર્ય ભિક્ષુનાં લખાણો અને આજ્ઞાઓ સાંભળીને જેને હર્ષ થાય છે, જે ગણની શોભા વધારવામાં ઉત્સાહ દાખવે છે, તે શાસનનો શણગાર છે. (૮૨૬)

८२७. एक पक्ष में सरस हाजरी, वखाण में इकवारी।
सिंघाड़बंध बांचे त्यांरी, पूछा करै उदारी॥

८२८. आपस में परचो नहिं बांधे, तास उपाय विचारी।
कलह मिटावै गण सोभावै, तूं गण तिलक उदारी॥

८२९. संग मिटावण ग्राम ग्राम में, अवसर देख उदारी।
बोलण चालण नैं बेसण री, कर मर्यादा भारी॥

८३०. भाव शल्य राखै तेहनां फल, वखाण में विस्तारी।
शल्य मिटै तेहनां फल, सुर शिव कहिजे बारंबारी॥

८३१. शुद्ध अशुद्ध अन्नादिक लेवै, देवै वलि दातारी।
तेहनां फल पिण वखाण में तू, बार बार विस्तारी॥

८३२. मुनि अज्जा नी प्रकृति औलखी, म्हेले क्षेत्र मझारी।
परिचय आदि पुकार न आवै, दीजै सीख उदारी॥

८३३. कदाचित जो पुकार आयां, वलि तिण स्थानक बारी।
वलि तिण क्षेत्र विषै म्हैले तो, करै विचारण भारी॥

८३४. सूकी दोब दिसे पिण घन स्यूं, हरित हुवै तिणवारी।
तिम वलि तिण क्षेत्रे तसु म्हेल्या, हुवै हरित मोहकारी॥

અગ્રણી માટે પખવાડિયે એક વખત વ્યાખ્યાન સમયે મર્યાદાપત્રનુ વાચન કરવું આવશ્યક છે. તે બાબતની પૂછપરછ કરતા રહેવું. (૮૨૭)

સાધુ-સાધ્વી પરસ્પર પરિચય ન કરે તેનો ઉપાય કરવો. કલહ શાંત કરવો, ગણની શોભા વધારવી, કારણ તું ગણનો તિલક છે.(૮૨૮)

સંગ-પરિચય અટકાવવા માટે ગામેગામ યોગ્ય અવસરે અન્યોન્ય બોલવાની, સાથે ચાલવાની, સાથે બેસવાની કડક મનાઈ કરવી. (૮૨૯)

ભાવશલ્ય (ભાવરૂપી આંતરિક વ્રણ) રાખવાના અને તેનો નાશ કરવાના પરિણામ વિશે વ્યાખ્યાનમાં વિસ્તારથી સમજ આપવી. (૮૩૦)

શુદ્ધ અને અશુદ્ધ આહાર લેવાના તથા દાતા દ્વારા તેવો આહાર આપાાનાં ફળ વિશે વ્યાખ્યાનમા વારંવાર વિસ્તારથી સમજ આપવી. (૮૩૧)

સાધુ-સાધ્વીઓની પ્રકૃતિ જાણી લઈને એમના માટે ક્ષેત્રની પસંદગી કરવી, એમના માટે યોગ્ય ક્ષેત્ર હોય ત્યાં જ મોકલવાં. સંગ–પરિચય વગેરે વિષયક કોઈ ફરિયાદ ન આવે તેવી શિખામણ આપવી. (૮૩૨)

કોઈની ફરિયાદ આવે તો તેને એ ક્ષેત્રમાં મોકલવો નહીં. જો તે ક્ષેત્રમાં તેને મોકલવાનું જરૂરી હોય તો તે બાબતમા પૂરી વિચારણા કરી નિર્ણય લેવો. (૮૩૩)

જેવી રીતે સૂકી ધરો વરસાદનું પાણી મળતાં લીલી થઈ જાય છે તે જ રીતે પરિચયવાળા ક્ષેત્રમાં મોકલવાથી તેની મોહરૂપી ક્યારી લીલી થઈ જાય છે. (૮૩૪)

८३५. भिक्षु स्वाम थया ओजागर, लीधो मारग भारी।
ते सुध राखै शिव अभिलासे, लही संपदा सारी॥

८३६. ए श्रद्धा आचार अनोपम, शिव हेतु सुखकारी।
ते सुद्ध पाले सुद्ध पलावै, तूं शासण नेतारी॥

८३७. कोइक तो ह्वै तन नों रोगी, कोइ मन रोगी धारी।
नीत हुवै चारित्र पालण री, साज्ज दिये हितकारी॥

८३८. चरण पालण री नीत हुवै नहि, तसु काढ़े गण बारी।
तिण री कांण मूल मत राखै, डर भय दूर निवारी॥

८३९. पद युवराज समापै गणपति, ते रहे त्यां लग सारी।
तूं सेवा कीजे साचे मन, रहिजे आज्ञाकारी।

८४०. चरणबड़ा संतां नै वनणा, आछी रीत उदारी।
तू शुद्ध कीजै जग जस लीजै, मूल रीत ए भारी॥

८४१. चरण बड़ा नै लघु संता जिम, आण अखंडित धारी।
आराधणी छै तन मन सेती, चारित्र जेम उदारी॥

८४२. पद युवराज शिष्य मघराज, भणी ए शिक्षा सारी।
वले अनागत गणपति ह्वै तसु, एहिज सीख उदारी॥

આચાર્ય ભિક્ષુ પ્રકાશ આપનાર થઈ ગયા. તેઓએ એક રાજમાર્ગનું નિર્માણ કર્યું છે. મોક્ષ આપણું ધ્યેય છે, એટલે એને શુદ્ધ રાખવું. તને આચાર્યપદની સંપદ મળી છે એટલે તું એ વસ્તુનું ધ્યાન રાખજે. (૮૩૫)

આ શ્રદ્ધા અને આચાર અનુપમ છે, આ મોક્ષનું સાધન અને સુખદાયક છે, તું શાસનનો નેતા છે એટલે શુદ્ધરૂપે એ પાળજે અને બીજા પાસે પળાવજે. (૮૩૬)

કોઈ સાધુ શારીરિક રોગી હોય કે માનસિક રોગી હોય – જ્યાં સુધી એની નીતિ સાધુત્વ પાળવાની હોય ત્યાં સુધી તું તેને સહકાર આપજે. (૮૩૭)

જેની સાધુત્વ પાળવાની નીતિ ન હોય તેને તું ગણમાંથી છૂટો કરી દેજે. તેને સહેજ પણ મહત્ત્વ આપીશ નહીં. આ વિષયમાં કોઈ પણ જાતનો સંકોચ કે ડર રાખીશ નહીં. (૮૩૮)

આચાર્ય યુવરાજપદ આપી દે છે, પરંતુ જ્યાં સુધી તે પોતે વિદ્યમાન હોય ત્યાં સુધી હે યુવાચાર્ય! તું તેમની સેવા કરજે અને તેમની આજ્ઞા પાળજે. (૮૩૯)

દીક્ષા–પર્યાયમાં મોટા સાધુઓને સારી રીતે વંદનાદિ કરવાં. એમાં યશ મળશે. અને તે આપણા ગણની મૌલિક પરંપરા પણ છે. (૮૪૦)

દીક્ષા–પર્યાયમાં નાના હોય કે મોટા બધાં સાધુ-સાધ્વીઓએ ચારિત્રપાલનની જેમ જ તારી આજ્ઞાનુ પાલન કરવાનું છે. (૮૪૧)

યુવાચાર્ય પદ પર અભિષિક્ત શિષ્ય મઘરાજને મેં આ શિખામણ આપી છે. ભવિષ્યમાં જે કોઈ ગણપતિપદ ધારણ કરશે તેને પણ મારી આ જ શિખામણ છે. (૮૪૨)

आस्था

८४३. शिव वट जातां चोरटा, शंक कंख ए दोय।
स्वाम वचन ने साथ ले ! थारे विघन कदे नहीं होय ।।
सुघण जन स्वाम वचन अवलोय।
स्वाम वचन री आसता, थारो सफल जमारो होय ।।

८४४. परम आसता गणी तणी, सम्यक्त्व दीपक जोय।
सुध सरध्यां हुवै समगति, बले वैराग तेल समोय ।।

८४५. छठे गुणठाणे जिन कह्या, जोग चवद सुजोय।
दोष तणी नही स्थापना, सुध नीत चरण नी होय ।।

८४६. विराधक दंड लियां बिना, आराधक होवै आलोय।

८४७. एकम पूनम चंद जिसा, विद पख चंद सुजोय।
ज्ञाता अध्ययन दशमे जिन कह्यो, म्हारा साधु साधवी होय ।।

८४८. इम छठो गुणठाणो जावे नहीं, वीर वचन अवलोय।
खामो देख छद्मस्थ नीं, समकित तू मत खोय ।।

८४९. मासी चौमासी दंड थी, छट्ठो गुणठाणों न फिरै सोय।
फिरै उंधी सरधा तथा थाप सूं तथा जबर दोष थी जोय ।।

મોક્ષમાર્ગ પર ચાલનાર માટે શંકા અને કાંક્ષા એ બે ચોર છે. હે ભાઈ! તું ભિક્ષુ સ્વામીનાં વચનોને સાથે રાખ કે જેથી તને કદી વિઘ્ન ન નડે, તે ચોરો તારું સમ્યક્ત્વ-રત્ન ચોરી ન જાય. સ્વામીજીનાં વચનો વિચાર, તે પર આસ્થા રાખ—તારો જન્મ સફળ થઈ જશે. (૮૪૩)

આચાર્ય પ્રતિ પરમ આસ્થા રાખી, સમ્યક્ત્વરૂપી દીપક પ્રગટાવી, તેમાં વૈરાગ્યરૂપી તેલ પૂર. એના પ્રકાશમા સત્ય જો—સમ્યક્-દષ્ટિ પ્રાપ્ત થશે. (૮૪૪)

ભગવાને કહ્યુ છે—છટ્ઠા ગુણસ્થાનમાં ચૌદ યોગ[1] હોય છે, દોષની સ્થાપના નથી હોતી, ચારિત્ર-આરાધનાની શુદ્ધ નીતિ હોય છે. (૮૪૫)

દોષ થવા છતાં પ્રાયશ્ચિત્ત નહીં કરનાર વિરાધક છે અને દોષ થતાં તેનું પ્રાયશ્ચિત્ત કરનાર આરાધક. (૮૪૬)

કોઈ મુનિ કૃષ્ણ પક્ષની એકમના ચંદ્ર સમાન હોય છે, કોઈ બીજના ચંદ્ર જેવો અને કોઈ અમાસની જેવો—આ ઉત્તરોત્તર હીનતાનો ક્રમ છે. કોઈ મુનિ શુક્લ પક્ષની એકમ જેવો અને કોઈ પૂનમના ચંદ્ર સમાન હોય છે—આ ઉત્તરોત્તર વિકાસનો ક્રમ છે. (૮૪૭)

દોષ લાગવા માત્રથી છટ્ઠું ગુણસ્થાન ચાલ્યુ જતું નથી. છદ્મસ્થની ખામી જોઈને તુ તારું સમ્યક્ત્વ છોડીશ નહીં. (૮૪૮)

માસિક કે ચાતુર્માસિક પ્રાયશ્ચિત્ત લેવું પડે તેવો દોષ થવાથી છટ્ઠુ ગુણસ્થાન છૂટી જતું નથી. તે તો વિપરીત શ્રદ્ધા, મિથ્યા સિદ્ધાંતની સ્થાપના અને મહાન દોષના સેવનથી ચાલ્યુ જાય છે. (૮૪૯)

---

૧. 'કાર્મણ' યોગને છોડીને.

८५०. सूत्र तणी नहीं धारणा, वले विमल विवेक न होय।
खामी देख छद्मस्थ री, ए तो मूरख देवै रोय॥

८५१. दुर्लभ जन्म मनुष्य तणो, भमियो नरक निगोय।
सम्यक्त्व निर्मल राखजे, हूं तो वार वार कहूं तोय॥

८५२. साधु सूत्र छ काय नीं रे, शंका राखै कोय।
तिण नै मिथ्याती जिन कह्यो, तू तो सूत्र ज्ञाता में जोय॥

सम्बोध

८५३. सोहि चतुर सोहि निपुण, सोही पंडित जोय।
आतम वस कर आपणी, सुखी उभय भव होय॥

८५४. सोहि चतुर सोहि निपुण, सोही पंडित सार।
क्रोध मान माया तजे, लोभ तणों परिहार॥

८५५. सोहि चतुर, सोहि निपुण, सोहि सुधी उदार।
समकित चारित देश व्रत, थेट उतारै पार॥

८५६. सोहि चतुर, सोहि निपुण, सोहि सुधी विचार।
निंदक टालोकर भणीं, वंछे नहीं लिगार॥

८५७. सोहि चतुर सोहि निपुण, सोही सुधी सुचंग।
कठिन वचन गुरु सीख दे, फेरै नहि मुख रंग॥

८५८. सोहि चतुर सोहि निपुण, सोही गुण भंडार।
रीझावै गणपति भणीं, तन मन स्यूं धर प्यार॥

સૂત્ર-સિદ્ધાંતનું જ્ઞાન ન હોય અને પોતાનો નિર્મળ વિવેક ન હોય એ સ્થિતિમાં છદ્મસ્થની ખામી જોઈને મૂર્ખ રોઈ પડે છે – અધીરો થઈ જાય છે. (૮૫૦)

મનુષ્ય-જન્મ દુર્લભ છે. આ જીવ નરક અને નિગોદમાં ભ્રમણ કરતો રહ્યો છે. હું વારંવાર તને સાવધાન કરું છું કે તું સમ્યક્ત્વને નિર્મળ રાખજે. (૮૫૧)

સાધુ, શ્રુત અને છયે કાયના જીવો વિશે મનમાં કોઈ શંકા રાખીશ નહીં. એ બધાં વિશે શંકા રાખનારને ભગવાને મિથ્યા-દૃષ્ટિ કહેલ છે. જ્ઞાતાધર્મકથા એની સાક્ષી પૂરે છે. (૮૫૨)

તે જ ચતુર છે, તે જ નિપુણ છે અને તે જ પંડિત છે જે પોતાના આત્માને વશ કરે છે. એમ કરવાથી બંને જન્મમાં સુખી થવાય છે. (૮૫૩)

તે જ ચતુર છે, તે જ નિપુણ છે અને તે જ પંડિત છે, જે ક્રોધ, માન, માયા અને લોભને ત્યજે છે. (૮૫૪)

તે જ ચતુર છે . . . પંડિત છે, જે સમ્યક્ત્વ, અણુવ્રત અને ચારિત્રનો સંકલ્પ પાર પાડે છે. (૮૫૫)

તે જ ચતુર છે . . . પંડિત છે. જે ધર્મસંઘથી જુદા થનાર અને તેની નિંદા કરનારને વાંછનીય માનતો નથી. (૮૫૬)

તે જ ચતુર છે . . . જેને ગુરુ કઠોર વચનોમાં ઠપકો આપે છતાં મુખની રેખા પણ બદલતો નથી. (૮૫૭)

તે જ ચતુર છે, તે જ ગુણનો ભંડાર છે, જે તન-મનથી પોતાના ગુરુને પ્રસન્ન કરી લે છે. (૮૫૮)

८५९. सोहि चतुर सोही निपुण, सोही फुन बुधवंत।
आपस में न करे सला, गुरु सुरजी उपरंत॥

८६०. राग स्नेह रति में रमै, उलझयो जीव अजाण।
पाप रूप फल भोगवै, वीर तणीं ए वाण॥

आचार-निष्ठा

८६१. इक आयो इह अवसरे, भिक्खू भणी भणेह।
हेम चदर हाथे करी, अधिकी दीसै एह॥

८६२. चतुर स्वाम ते चदर ले, माप दिखायो मान।
लांब पणे चोड़ा पणैं, अधिक नहीं उनमान॥

८६३. च्यार अंगल रै वासते, संजम खोवां सार।
मुक्ष भोला जाण्या इसा, आण्यो भर्म अपार॥

તે જ ચતુર છે, તે જ નિપુણ છે, તે જ બુદ્ધિમાન છે – જે ગુરુની મરજી વિના કોઈની સાથે જૂથબંધી કરતો નથી. (૮૫૯)

મુંઝાયેલ અજ્ઞાની મનુષ્ય રાગ અને સ્નેહમાં મગ્ન રહે છે. તેવા મનુષ્યને પાપરૂપી ફળ ભોગવવાં પડે છે – આ ભગવાન મહાવીરનું કથન છે. (૮૬૦)

એક ભાઈએ આચાર્ય ભિક્ષુને કહ્યું — મુનિ હેમરાજજીની ચાદર આપ કરતાં મોટી લાગે છે. (૮૬૧)

તે જ વખતે ચતુર આચાર્ય ભિક્ષુએ ચાદર પોતાના હાથમાં લઈને તેની લંબાઈ-પહોળાઈ માપી બતાવી, તે માપસરની જ હતી. (૮૬૨)

પછી આચાર્ય ભિક્ષુ બોલ્યા — શું ચાર આંગળ વધુ કપડા માટે અમે અમારો સંયમ તોડીશું? અમારી મર્યાદાનો ભંગ કરીશું? શું તમે અમને આટલા ભોટ સમજો છો? તમે આવી કુશંકા કેમ કરી? (૮૬૩)

# १3. वन्दना

तीर्थंकर वन्दना

८६४. ऋषभ अष्टापद शिव-गमन, वीर पावापुरी दीस।
नेम गिरनारे, वासु चंपा, शिखर-समेत सुवीस ।।

८६५ ऋषभ संथारे शिव-गमन, चउदस भक्त उदार।
चरम छट्ठ अणसण पवर, बावीस मास संथार ।।

८६६. ऋषभ वीर अरु नेम जिन, पल्यंकासन पेख।
शेष इक्कीस जिनेसरू, काउसग्ग मुद्रा देख ।।

८६७. श्वेत वरण चंद सुविधि जिन, पद्म वासुपूज्य लाल।
मुनि सुव्रत रिठनेम प्रभु, कृष्ण वरण सुविसाल ।।

८६८. मल्लिनाथ फुन पार्श्व प्रभु, नील वरण वर अंग।
षोडश शेष जिनेश तनु, सोवन वर्ण सुचंग ।।

८६९. श्रेयांस मल्ली सुव्रत जिन, नेम पार्श्व जगदीस।
प्रथम प्रहर दीक्षा ग्रही, पाछिल पहर उगणीश ।।

८७०. सुमति जीम दीक्षा ग्रही, अठम भक्त मल्लि पास।
छठ भक्त जिन वीस वर, वासुपूज्य उपवास ।।

ભગવાન ઋષભદેવ અષ્ટાપદ (હિમાલય ગિરિમાળા) પર નિર્વાણ પામ્યા. ભગવાન મહાવીરનું નિર્વાણસ્થળ પાવાપુરી અને ભગવાન અરિષ્ટનેમિનું ગિરનાર પર્વત, વાસુપૂજ્ય પ્રભુનું ચંપા અને બાકીના વીશ તીર્થંકરનું નિર્વાણસ્થળ સમ્મેતશિખર છે. (૮૬૪)

ભગવાન ઋષભદેવ છ મહિનાના અનશન પછી, ભગવાન મહાવીર બે દિવસના અનશન પછી અને બાકીના બાવીસ તીર્થંકરો એક મહિનાના અનશનના અંતે નિર્વાણ પામ્યા હતા. (૮૬૫)

ભગવાન ઋષભદેવ, અરિષ્ટનેમિ અને મહાવીર ત્રણે પર્યંકાસનમાં અને બાકીના એકવીસ તીર્થંકરો કાયોત્સર્ગ મુદ્રામાં નિર્વાણ પામ્યા હતા. (૮૬૬)

ચન્દ્રપ્રભ અને સુવિધિ એ બે તીર્થંકર શ્વેત વર્ણના, પદ્મપ્રભુ અને વાસુપૂજ્ય એ બે તીર્થંકર રક્ત વર્ણના, મુનિસુવ્રત અને અરિષ્ટનેમિ એ બે તીર્થંકર શ્યામ વર્ણના હતા. (૮૬૭)

મલ્લિનાથ અને પાર્શ્વનાથ એ બે તીર્થંકર નીલ વર્ણના, અને બાકીના સોળ તીર્થંકરો સુવર્ણ વર્ણના હતા. (૮૬૮)

શ્રેયાંસ, મલ્લી, સુવ્રત, અરિષ્ટનેમિ અને પાર્શ્વનાથ એ પાંચ તીર્થંકરોએ દિવસના અંતિમ પહોરે દીક્ષા લીધી હતી. (૮૬૯)

સુમતિ પ્રભુએ ભોજન કરીને દીક્ષા લીધી હતી, મલ્લિ અને પાર્શ્વનાથે અટ્ઠમ (ત્રણ દિવસના ઉપવાસ) કરીને દીક્ષા લીધી હતી. બાકીના વીસ તીર્થંકરોએ છટ્ઠની તપસ્યામાં તથા વાસુપૂજ્યે એક ઉપવાસ કરીને દીક્ષા લીધી હતી. (૮૭૦)

८७१. वासुपूज्य मल्लिनेम जिन, पार्श्व अनै वर्धमान।
कुमर पदे अरु प्रथम वय, धारयो चरण निधान ॥

८७२. छत्रपति उगणीस जिन, व्रत तीजी वय सार।

८७३. मल्लि नेम ए दोय जिन, पाणिग्रहण न कीध।
शेष बावीस जिनेश्वरू, रमण छांड व्रत लीध ॥

ऋषभ प्रभु-वन्दना

प्रणमूं प्रथम जिनंद ने, जय जय जिन चंदा।
८७४. अनुकूल प्रतिकूल सम सही, तप विविध तपंदा।
चेतन तन भिन लेखवी, ध्यान शुक्ल ध्यावंदा ॥

८७५. संवेग सखर झूलता, उपशम रस लीना।
निंदा स्तुति सुख दुख में, समभाव सुचीना ॥

८७६. वासी चन्दन समपणै, थिर-चित जिन ध्याया।
इम तन सार तजी करी, प्रभु केवल पाया ॥

अजित प्रभु-वन्दना

८७७. अजित जिनेश्वर आपरो, ध्याऊं ध्यान हमेश।
अशरण शरण तूं ही सही, मेटण सकल कलेश ॥

८७८. उभय बंधन आप आखिया, राग द्वेष विकराल।
हेतु ए नरक निगोद नां, राच्या मूरख बाल ॥

વાસુપૂજ્ય, મલ્લી, અરિષ્ટનેમિ, પાર્શ્વ અને મહાવીર એ પાંચ તીર્થંકર કુમારપદમાં અને પ્રથમ વયમાં દીક્ષિત થયા હતા. (૮૭૧)

બાકીના ઓગણીસ તીર્થંકરો રાજપદમાં અને ત્રીજી અવસ્થામાં દીક્ષિત થયા હતા. (૮૭૨)

મલ્લી અને અરિષ્ટનેમિ અવિવાહિત અવસ્થામાં અને બાકીના બાવીસ તીર્થંકરો વિવાહિત થઈને દીક્ષિત થયા હતા. (૮૭૩)

ભગવાન ઋષભદેવે અનુકૂળ અને પ્રતિકૂળ પરિસ્થિતિઓ સમભાવથી સહન કરી હતી, વિવિધ તપ કર્યું હતું. એમણે જીવ અને શરીરના ભેદનુ જ્ઞાન પ્રાપ્ત કરીને શુક્લ ધ્યાનનો અભ્યાસ કર્યો હતો. (૮૭૪)

તેઓ સંવેગરૂપી સરોવરમાં ડૂબકીઓ મારી, ઉપશમ રસમાં મગ્ન બની ગયા. નિંદા કે સ્તુતિમાં, સુખ કે દુઃખમાં તેમણે સમભાવ કેળવી લીધો હતો. (૮૭૫)

વાંસલાથી કાપે કે ચંદનથી પૂજે – બન્ને ક્રિયામાં તેઓ સમચિત્ત બન્યા હતા. સ્થિર ચિત્તે તેમણે ધ્યાન કર્યું. આ રીતે દેહાધ્યાસ છોડીને તેઓ કેવળજ્ઞાની બન્યા. (૮૭૬)

હે અજિત જિનેશ્વર! હુ પ્રતિદિન આપનું ધ્યાન ધરું છું. હે પ્રભુ! તમે અશરણના શરણ અને સઘળા ક્લેશનો નાશ કરનાર છો. (૮૭૭)

પ્રભુ! આપે રાગ અને દ્વેષ એ બન્નેને વિકરાળ બંધન બતાવ્યા છે. એ બન્ને નરક અને નિગોદ(સૂક્ષ્મતમ વનસ્પતિ)મા જન્મ લેવાના કારણરૂપ છે. એમાં મૂર્ખ અને અજ્ઞાન જીવો જ આસક્ત થાય છે. (૮૭૮)

८७९. संभव साहिब समरियै, ध्यायो है जिन निर्मल ध्यान ।
एक पुद्गल दृष्टि थाप नै, कीधो है मन मेर समान ।।

८८०. तन चंचलता मेट नै, हुआ है जग थी उदासीन।
धर्म शुक्ल थिर चित्त धरै, उपशम रस मे होय रह्या लीन ।।

## अभिनन्दन प्रभु-वन्दना

८८१. वीर रसे करी हो कीधी तपस्या विशाल,
अनित्य अशरण भावन अशुभ निरदली ।
जग झूठो हो जाण्यो आप कृपाल,
अभिनंदन वांदू नित मनरली ।।

८८२. आतम मित्री हो सुखदाता सम परिणाम,
एहिज अमित्र अशुभ भावे कलकली ।
एहवी भावन हो भाई जिन गुण धाम ।।

## सुमति प्रभु-वन्दना

८८३. सुमति जिनेश्वर साहिब शोभता, सुमति करण संसार ।
सुमति जप्यां थी सुमति वधै घणीं, सुमति सुमति दातार ।।

८८४. अंतरयामी ! शरणै आपरै, हूं आयो अवधार ।
जाप तुम्हारो निश दिन समरूं, शरणागत सुखकार ।।

## पद्म प्रभु-वन्दना

८८५. तू प्रभु कल्पतरु जिसो, तूं चिंतामणि जोय ।
समरण करता आपरो, मन वंछत होय ।।

પ્રભુ સંભવનું સ્મરણ કરો. તેઓએ નિર્મળ ધ્યાનનો અભ્યાસ કર્યો હતો, એક પુદ્ગલ કે પરમાણુ પર દૃષ્ટિ સ્થિર કરી મનને મેરુની જેવું અડગ બનાવ્યું હતું. (૮૭૯)

શરીરની ચંચળતાનો નાશ કરી તેઓ જગત પ્રતિ ઉદાસીન બની ગયા હતા. તેમનું ચિત્ત ધર્મ અને શુક્લ ધ્યાનમાં કેન્દ્રિત થઈ ગયું અને તેઓ ઉપશમ રસમાં લીન થયા. (૮૮૦)

પ્રભુ! તમે ઉત્કટ તપસ્યા કરી વીરરસને સાકાર કર્યો, અનિત્ય અને અશરણ ભાવના દ્વારા અશુભનો ચૂરેચૂરો કરી નાખ્યો. કૃપાળુ! તમે જગતની વાસ્તવિકતા જાણી લીધી હતી. હુ પ્રતિદિન મનના ઉમંગથી અભિનંદનને વંદન કરુ છુ. (૮૮૧)

સમભાવમાં રહેલ આત્મા મિત્ર અને સુખદાયક છે, જ્યારે તે જ આત્મા વિષમ ભાવમાં જઈ શત્રુ બને છે. અભિનંદન પ્રભુએ આ ભાવનાનો અભ્યાસ કર્યો. (૮૮૨)

સંસારમાં સુમતિ આપનાર સુમતિ પ્રભુ શોભાયમાન થઈ ગયા. સુમતિનો જપ કરવાથી પ્રચુર સુમતિ વધે છે. તેઓ સુમતિના દાતા છે. (૮૮૩)

અંતર્યામી! હુ આપના શરણે આવ્યો છું. હું રાત અને દિવસ આપનો જપ કરુ છુ, આપનું સ્મરણ કરુ છુ. આપ શરણાગતને માટે સુખદાયી છો. (૮૮૪)

હે પદ્મપ્રભુ! તમે કલ્પવૃક્ષ સમાન છો, ચિંતામણિ સમાન છો તમારુ સ્મરણ કરવાથી મન-વાછિત કાર્ય સિદ્ધ થાય છે. (૮૮૫)

८८६. गुण गाता मन गहगहै, सुख संपति जाण।
विघन मिटै समरण किया, पामै परम कल्याण ॥

### सुपार्श्व प्रभु-वन्दना

८८७. जन प्रतिबोधण काज, प्रभु वागरै वाण अमाम।
संसार स्यूं हुवै उदास, भजिये नित स्वामी सुपास॥

८८८. घणी मीठी चक्री नी खीर, वलि खीर समुद्र नो नीर।
एह थी तुम वच अधिक विमास, भजिये नित स्वामी सुपास ॥

### चंद्र प्रभु-वन्दना

८८९. वीतराग प्रभु तूं सही, तुम ध्यान ध्यावै चित रोक।
तुम तुल्य ते हुवै ध्यान सूं मन पाया परम संतोष ॥

८९०. शरण आयो तुझ साहिबा, तुम ध्यान धरूं दिन रैन।
तुझ मिलवा मुझ मन उमह्यो, तुम समरण स्यूं सुख चैन ॥

### सुविधि प्रभु-वन्दना

८९१. मधुकर मरंद तणी परै, सुर नर करत सलामी।
तो पिण राग व्यापै नहीं, जीत्यो मोह हरामी ॥

८९२. जे जोधा जग में घणां सिंह साथे संग्रामी।
ते मन इन्द्री वश करी, जोड़ी केवल पामी ॥

### शीतल प्रभु-वन्दना

८९३. शीतल जिन शिवदायका, शीतलचंद समान।
शीतल कपूर सारिखा, तप्त मिटै तुम ध्यान ॥

તમારાં ગુણગાન કરતાં કરતાં મન હર્ષથી ભરાઈ જાય છે, સુખ અને સંપત્તિ પ્રાપ્ત થાય છે. (૮૮૬)

પ્રભુ સુપાર્શ્વે લોકોને પ્રતિબોધ પમાડવા ધર્મવાણીનો ઉદ્‌ઘોષ કર્યો. એ સાંભળી મનુષ્યો સંસારથી વિરક્ત બની જાય છે. (૮૮૭)

ચક્રવર્તીની ખીર અને ક્ષીરસમુદ્રનાં નીર ખૂબ મીઠાં હોય છે. હે પ્રભો! તમારી વાણી એનાથીય અધિક મીઠી હોય છે. (૮૮૮)

ચંદ્રપ્રભુ! તમે વીતરાગ છો. જે વ્યક્તિ મનને નિશ્ચળ કરી તમારું ધ્યાન કરે છે તે તમારા એકાગ્ર ધ્યાનથી પરમ સંતોષ પામીને તમારી સમાન બની જાય છે. (૮૮૯)

પ્રભુ! હું તમારા શરણે આવ્યો છું. દિનરાત તમારું ધ્યાન ધરું છું. તમને મળવા મારું મન થનગની રહ્યું છે. તમારા સ્મરણથી સુખચેન મળે છે. (૮૯૦)

હે સુવિધિ પ્રભુ! કમળ-પરાગની ચોપાસ જેમ મધુકરો ફરે તેમ તમારી આસપાસ દેવો અને મનુષ્યો પ્રણામમુદ્રામાં ફર્યાં કરે છે, છતાં તમને કોઈ પ્રતિ રાગ નથી થતો, કારણ કે ક્લેશના મૂળ સમાન મોહને તમે જીતી લીધેલ છે. (૮૯૧)

સિંહ સાથે બાથ ભીડનારા આ જગતમાં ઘણા શૂરવીર નીકળે, ઇન્દ્રિયો અને મનને જીતનારા વીર પુરુષો ઓછા મળે. તમે એ વશ કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શનને વર્યાં છો. (૮૯૨)

શીતળ પ્રભુ! તમે શિવસુખદાતા અને ચંદ્ર સમાન શીતળ છો. તમે અમૃત સમાન છો, તમારા ધ્યાનથી તાપ-સંતાપ ટળી જાય છે. (૮૯૩)

८९४. वंदै निंदै तो भणी, राग द्वेष नहीं ताम।
मोह दावानल तैं मेटियो, गुण निप्पन तुम नाम॥

८९५. क्रोध मान माया लोभ ए, अग्नि सूं अधिकी आग।
शुकल ध्यान रूप जल करी, थया शीलतीभूत म्हाभाग॥

८९६. अंतरजामी आपरो, ध्यान धरूं दिन रैन।
उवाही दशा कद आवसी, होसी उत्कृष्टो चैन॥

श्रेयांस प्रभु-वन्दना

८९७ मोक्ष मार्ग श्रेय शोभता, धारचा स्वाम श्रेयांस उदार।
जे जे श्रेय वस्तु संसार मे, ते ते आप करी अंगीकार॥

८९८. तन चंचलता मेट नैं, पद्मासन आप विराज।
उत्कृष्ट ध्यान तणों कियो, आलम्बन श्री जिनराज॥

वासुपूज्य प्रभु-वन्दना

८९९. इन्द्र थकी अधिका ओपै, करुणागर कदेय नहीं कोपै।
वर साकर दूध जिसी वाणी, प्रभु वासुपूज्य भज ले प्राणी॥

९००. गज कुंभ दलै मृगराज हणी,
पिण दोहिली निज आतम दमणी।
इम सुण बहु जीव चेत्या जाणी,
प्रभु वासुपूज्य भज ले प्राणी॥

કોઈ તમને વંદન કરે છે, કોઈ તમારી નિંદા. તમે વંદન કરનાર પ્રતિ રાગ કરતા નથી, નિંદા કરનાર પ્રતિ દ્વેષ નથી કરતા. તમે મોહરૂપી દાવાનળને ઠારી દીધો છે, એટલે તમારું 'શીતળ' એ નામ યથાર્થ છે. (૮૯૪)

ક્રોધ, માન, માયા અને લોભ — આ ચાર કષાયો અગ્નિથી પણ વધુ દાહક છે. તમે શુક્લ ધ્યાનરૂપી જળથી એમને ઠારી દીધાં છે. એટલે જ તમે શીતળસ્વરૂપ બની ગયા છો. (૮૯૫)

અંતર્યામી! હું દિવસ-રાત તમારું ધ્યાન કરું છું. તે વીતરાગ દશા મને ક્યારે મળશે જે મળવાથી ઉત્કૃષ્ટ સમાધિ અને આનંદનો અનુભવ થાય? (૮૯૬)

હે શ્રેયાંસ પ્રભુ! મોક્ષમાર્ગ માટે જે કંઈ શ્રેયસ્કર હતું તે તમે ધારણ કરી લીધું, આ જગતમાં જે જે શ્રેય કરનાર હતું તે તે સઘળું આપે સ્વીકારી લીધું. (૮૯૭)

પ્રભુ! શરીરની ચંચળતા છોડી, પદ્માસનમાં સ્થિર થઈ આપે ઉત્કૃષ્ટ ધ્યાનનું આલંબન કર્યું. (૮૯૮)

હે વાસુપૂજ્ય પ્રભુ! ઇન્દ્રથી અધિક તમારી શોભા છે. હે કરુણાળુ! તમે કદી કોપ કરતા નથી, એટલે તમારી વાણીમાં સાકર ભળેલા દૂધ જેવી મીઠાશ ઉત્પન્ન થઈ. (૮૯૯)

ગજરાજના કુંભસ્થળને વીંધનાર અને મૃગરાજ સિંહને મારનાર યોદ્ધા માટે પણ પોતાના આત્માને વશ કરવાનું કામ કપરું છે – તમારી આ વાણી સાંભળી અનેક મનુષ્યો જાગ્રત બન્યા. (૯૦૦)

विमल प्रभु-वन्दना

९०१. विमलकरण प्रभु विमलनाथजी, विमल आप वर रीत ।
विमल ध्यान धरंता हुवै निर्मल, तन मन लागी प्रीत ।।

९०२. विमल ध्यान प्रभु आप ध्याया,
तिण सूं हुवा विमल जगदीश ।
विमल ध्यान बलि जे कोई ध्यासी,
ते होसी विमल सरीस ।।

९०३. नाम स्थापना द्रव्य विमल थी, कारज न सरै कोय ।
भाव विमल थी कारज सुधरै, भाव जप्यां शिव होय ।।

अनंतनाथ प्रभु-वन्दना

९०४. अनंत नाम जिन चवदमां, द्रव्य चौथे गुणठांण ।
भावे जिन हुवै तेरमे, इतलै द्रव्य जिन जाण ।।

९०५ संजम लीधो तिण समै, आया सप्तम गुणठाण ।
अन्तर मुहूर्त तिहां रह्या, छठे बहु स्थिति जाण ।।

९०६. आठमां थी दोय श्रेणि छै, उपशम क्षपक पिछाण ।
उपशम जाय इग्यारमें, मोह दबावतो जाण ।।

९०७. श्रेणि उपशम जिन नां लहै, खपक श्रेणि धर खंत ।
चारित मोह खपावतां, चढ़िया ध्यान अत्यन्त ।।

વિમળ કરનાર વિમળ પ્રભુ! તમે સાચે જ વિમળ છો. વિમળનું ધ્યાન કરનાર નિર્મળ બને છે. તમારા પ્રેમમાં મારાં તન-મન બન્ને તરબોળ બન્યાં છે. (૯૦૧)

પ્રભુ! તમે વિમળ ધ્યાન કરીને વિમળ બની ગયા. જે કોઈ તમારું (વિમળ) ધ્યાન કરશે તે પણ તમારા જેવો (વિમળ) બની જશે (૯૦૨)

નામ, સ્થાપના કે દ્રવ્ય વિમળ (ગુણરહિત) હોય તોપણ તેનાથી કંઈ સિદ્ધ નથી થતું, ભાવ વિમળ(ગુણયુક્ત)ના જાપથી કાર્ય સિદ્ધ થાય છે, અને શિવપદ પ્રાપ્ત થાય છે. (૯૦૩)

હે અનંતનાથ પ્રભુ! ચોથા ગુણસ્થાનમાં તમે દ્રવ્ય (ભાવિ) તીર્થંકર હતા. વાસ્તવમાં તીર્થંકર તેરમા ગુણસ્થાનમાં હોય છે, એ પૂર્વે દ્રવ્ય–તીર્થંકર હોય છે. (૯૦૪)

તમે સંયમ સ્વીકાર્યો એ સમયે તમે સાતમા ગુણસ્થાનમાં ચડયા. તેમાં તમે અંતર્મુહૂર્ત માટે રહી છટ્ઠા ગુણસ્થાનમાં આવી ગયા, ત્યાં લાંબા સમય સુધી રહ્યા. (૯૦૫)

આઠમા ગુણસ્થાનથી બે બે શ્રેણી શરૂ થાય છે — ઉપશમ અને ક્ષપક. ઉપશમ શ્રેણીએ ચડનારા મોહને દબાવીને અગિયારમા ગુણસ્થાન સુધી પહોંચી જાય છે. (૯૦૬)

તીર્થંકર ઉપશમ શ્રેણીએ આરોહણ કરતા નથી. તમે ચારિત્ર-મોહનીય કર્મને ક્ષીણ કરતા કરતા ધ્યાનના ઉચ્ચ પગથિયે પહોંચી ગયા. (૯૦૭)

९०८. नवमें आदि संजल चिहु ं, अंत समै इक्क लोभ ।
दसमें सूक्ष्म मात्र ते, सागर उपयोग सोभ ।।

९०९. एकादशम उलंघ नै, बारमे मोह खपाय ।
त्रिकर्म इक समै तोड़तां, तेरम केवल पाय ।।

९१०. तीर्थ थाप जोग रु ंध नै, चवदमां थी शिव पाय ।

धर्म प्रभु-वन्दना

९११. पुद्गल सुख अरि जाण्या स्वामी,
ध्याने थिर चित आतम धामी ।
जोड़ी युगल केवली नी पांमी,
अहो प्रभु परम देव प्यारा ।।

९१२. विरत धर्म धर्म जिनंद ख्याता,
अव्रत कही अधरम दुखदाता ।
सावद निरवद जू जूआ कह्या खाता,
अहो प्रभु परम देव प्यारा ।।

शान्ति प्रभु-वन्दना

९१३. शान्तिकरण प्रभु शान्तिनाथजी, शिवदायक सुखकंद की ।
बलिहारी हो शान्ति जिनंद की ।।

९१४. अमृत वाण सुधा सी अनुपम, मेटण मिथ्या मंद की ।
बलिहारी हो शान्ति जिनंद की ।।

નવમા ગુણુસ્થાનના આરંભમાં ચારે સંજ્વલન કષાય હોય છે. એના અંતમાં માત્ર સંજ્વલન લોભ હોય છે. દશમા ગુણુસ્થાનમાં તે સૂક્ષ્મ માત્રામાં શેષ રહે છે. તે સમયે સાકાર ઉપયોગ (જ્ઞાનાત્મક ચેતના) જ હોય છે. (૯૦૮)

અગિયારમા ગુણુસ્થાનને વટાવીને, બારમામાં મોહનીય કર્મ ક્ષીણુ કરીને, જ્ઞાનાવરણુ, દર્શનાવરણુ અને અંતરાય એ ત્રણુ કર્મોને એક સાથે ફેડીને, તેરમામાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરી લીધું હવે વાસ્તવિક તીર્થંકર બની ગયા. (૯૦૯)

તેમાં તીર્થની સ્થાપના કરી. અંતે યોગ(મન-વચન-કાયાની પ્રવૃત્તિ)નો નિરોધ કરી ચૌદમા ગુણુસ્થાનમાંથી મોક્ષ પામ્યા. (૯૧૦)

હે ધર્મ પ્રભુ! પૌદ્દગલિક સુખોને અહિતકારી જાણીને, ધ્યાનમાં ચિત્ત સ્થિર કરી તમે આત્મધામમાં પહોંચ્યા. ત્યાં તમને એક જોડી મળી — કેવળજ્ઞાન અને કેવળદર્શનની. (૯૧૧)

તમે વ્રતને ધર્મ અને અવ્રતને અધર્મ દર્શાવ્યા. સાવદ્ય અને નિરવદ્ય કર્મનાં ખાતાં અલગ છે એમ તમે બતાવ્યું. (૯૧૨)

હે શાંતિનાથ પ્રભુ! તમે શાંતિકારક, શિવદાયક અને સુખના મૂળ છો. હું તમારા પર વારી જાઉં છું. (૯૧૩)

તમારી અમૃતવાણી (અમર વાણી) સુધાની જેમ અનુપમ છે. એનાથી મિથ્યાત્વરૂપી મંદતા નાશ પામે છે. (૯૧૪)

कुंथु प्रभु-वन्दना

९१५. कुंथु जिनेश्वर करुणासागर, त्रिभुवन सिर टीको।

९१६. निरवद्य करुणा करी जन तरचा, धर्म ए जिनजी को।

अर प्रभु-वन्दना

९१७. वाण विशाल दयाल पुरुष नीं, भूख तृषा जाए भाज।

९१८. शरणै आयो स्वाम रै, अविचल सुख नै काज।

मल्ली प्रभु-वन्दना

९१९. कल्प पुष्पमाल जेम, सुगन्ध तन सुहायो।
सुर-वधू वर नयन भ्रमर, अधिक ही लिपटायो॥

९२०. स्व पर चक्र विविध विघन, मिटत तो पसायो।
सिंघनाद थकी गजेन्द्र जेम दूर जायो॥

मुनि सुव्रत प्रभु-वन्दना

९२१. शब्द रूप रस गन्ध फरस,
प्रतिकूल न हुवै तुम आगे।
(ज्यूं) पंच दरशन थांस्यूं पग
नहिं मांडै (तिम)अशुभ शब्दादिक भागै॥

९२२. पंचेन्द्री सुर नर तिरि तुम स्यूं किम होवै दुखदायो।
एकेन्द्री अनिल तजै प्रतिकूल पणुं, बाजै गमतो वायो॥

કુંથુ પ્રભુ ! તમે કરુણાસાગર છો અને ત્રિભુવન-તિલક છો. (૯૧૫)

તમે નિરવદ્ય (રાગાતીત) કરુણા દ્વારા જનોને સંસાર-સાગરની પાર ઉતાર્યાં. તમારી સાધનાનું આ રહસ્ય છે. (૯૧૬)

હે અર પ્રભુ ! તમે દયાળુ છો, તમારી વાણી વિશાળ છે, એ સાંભળતાં સાંભળતાં મનુષ્યો ભૂખ-તરસ પણ વીસરી જાય છે. (૯૧૭)

પ્રભુજી ! શાશ્વત સુખને કાજે હું તમારા શરણે આવ્યો છું. (૯૧૮)

હે મલ્લી પ્રભુ ! તમારા શરીરમાંથી કલ્પવૃક્ષની પુષ્પમાળા જેવી સુગંધ પ્રગટતી હતી. દેવાંગનાઓનાં લોચનરૂપી ભમરા એની ચોપાસ આકર્ષાઈને વીંટળાઈ વળ્યા હતા. (૯૧૯)

પ્રભુ ! તમારી કૃપાથી સ્વચક્ર[1] અને પરચક્રનો ભય અને વિઘ્ન એવી રીતે દૂર ભાગે છે જેવી રીતે સિંહનાદ સાંભળી હાથી ભાગે. (૯૨૦)

મુનિસુવ્રત પ્રભુ ! રૂપ, રસ, ગંધ સ્પર્શ અને શબ્દ તમને પ્રતિકૂળ થઈ શકતા નથી. જેવી રીતે પાંચે દર્શનવાળા તમારી સામે ઊભા નથી રહી શકતા તેવી રીતે તે અશુભ શબ્દ વગેરે વિષયો તમારાથી દૂર ભાગે છે. (૯૨૧)

પાંચ ઇન્દ્રિયોવાળા દેવ, મનુષ્ય અને તીર્યંચ તમને કેવી રીતે દુઃખ આપનાર બની શકે ? એક ઇન્દ્રિયધારી વાયુ પણ તમને પ્રતિકૂળ ન થતાં સદા અનુકૂળ બની રહે છે. (૯૨૨)

---

૧ ચક્ર = સેના

९२३. राग द्वेष दुर्दंत ते दमिया, जीत्या विषय विकारा।
दीनदयाल आयो तुझ शरणै, तूं गति मति दातारो॥

नमिनाथ प्रभु वन्दना

९२४. नमिनाथ अनाथां रो नाथो,
नित्य नमण करूं जोड़ी हाथो।
कर्म काटण वीर विख्यातो,
प्रभु नमिनाथजी मुझ प्यारा॥

९२५. सुर अनुत्तर विमाण नां सेवै रे, प्रश्न पूछ्यां उत्तर जिन देवै।
अवधिज्ञान करी जाण लेवै, प्रभु नमिनाथजी मुझ प्यारा॥

९२६. तिहां बैठा ते तुम ध्यान ध्यावै,
तुम योग मुद्रा चित्त चावै।
ते पिण आपरी भावना भावै,
प्रभु नमिनाथजी मुझ प्यारा॥

अरिष्टनेमि प्रभु वन्दना

९२७. प्रभु नेम स्वामी ! तूं जगनाथ अंतरयामी।
तूं तोरण स्यूं फिरयो जिन स्वाम, अद्भुत बात करी ते अमाम॥

९२८. राजिमती छांड़ी जिनराय, शिव सुन्दर स्यूं प्रीत लगाय।

९२९. राग रहित शिव सुख सूं प्रीत, कर्म हणै बलि द्वेष रहीत।

તમે દુર્દાન્ત રાગ અને દ્વેષને દબાવ્યા, વિષયવિકારો જીતી લીધા. હે દીનદયાળ! હું તમારે શરણે આવ્યો છુ, તમે જ મને ગતિ અને મતિ આપનાર છો. (૯૨૩)

નમિનાથ પ્રભુ! તમે અનાથોના નાથ છો. હું હાથ જોડી નિત્ય તમને પ્રણામ કરુ છુ. કર્મબંધ તોડવામાં તમારી વીરતા સુપ્રસિદ્ધ છે. હે પ્રભુ! તમે મને ખૂબ વહાલા છો, તમે મારા પ્રાણાધાર છો. (૯૨૪)

અનુત્તર વિમાનના અહમિંદ્ર દેવો તમારી સેવા કરે છે. તે ત્યાં બેઠા પ્રશ્નો પૂછે છે, તમે ઉત્તર આપો છો. તેઓ અવધિજ્ઞાનથી તે જાણી લે છે. (૯૨૫)

તેઓ ત્યાં બેઠા તમારુ ધ્યાન ધરે છે. તમારી યોગમુદ્રાને તેઓ અંતઃકરણપૂર્વક ચાહે છે. તેઓ તમારી ભાવનાથી ભાવિત બની જાય છે. (૯૨૬)

હે અરિષ્ટનેમિ પ્રભુ! તમે જગત-અંતર્યામી છો. લગ્નના તોરણે જઈ પાછા ફર્યા, એ તમારુ અદ્ભુત અનુપમ કાર્ય છે. (૯૨૭)

તમે શિવ-સુંદરી સાથે પ્રીતિ જોડી, રાજીમતીનો ત્યાગ કર્યો. (એ તમારું અદ્ભુત અનુપમ કાર્ય છે.) (૯૨૮)

મોક્ષનાં સુખોમાં તમારી પ્રીતિ છે, છતાં પણ તમે રાગરહિત (વીતરાગ) છો. તમે કર્મને હણો છો છતાં તમે દ્વેષરહિત છો. (૯૨૯)

पार्श्व प्रभु वन्दना

६३०. पारसदेव ! तुम्हारा दरसण भाग भला सोई पावै।
लोह कंचन करै पारस काचो, ते कहो कर कुण लेवै।
पारस तूं प्रभु साचो पारस, आप समो कर देवै।।

६३१. पाखंडी सरागी आप निरागी, आपस में इम गैरी।
वैर भाव पाखंडी राखै,(पिण) आप त्यांरा नहिं वैरी।।

६३२ जिम सूरज खद्योत ऊपरै, वैर भाव नहिं आणै।
इण विध प्रभु पिण पांखडियां नै, खद्योत सरीखा जाणै।।

महावीर प्रभु वन्दना

६३३. नहीं इसो दूसरो जगवीर।
उपसर्ग सहिवा अडिग जिनवर, सुर गिरि जेम सधीर।।
संगम दुख दिया आकरा पिण सप्रसन्न निजर दयाल।।
जग उद्धार हुवै मो थकी, ए डूबै इण काल।।

६३४. लोक अनारज बहु किया रे, उपसर्ग विविध प्रकार।
ध्यान सुधारस लीनता, जिन मन में हरष अपार।।

आचार्य भिक्षु के प्रति

६३५. भिक्षु म्हारे प्रगटया जी भरत खेतर में
ज्यांरो ध्यान धरूं अन्तर में।।

६३६. देश देश नां लोक आपरो, स्मरण कर रह्या उर में।।

પાર્શ્વ પ્રભુ! જે ભાગ્યવાન છે તે તમારાં દર્શન પામે છે. લોઢાને સોનું બનાવનાર પારસમણિ તો નકલી છે, એને કોણ અડે? હે પાર્શ્વ પ્રભુ! અસલી પારસમણિ તો તમે છો જે લોઢાને પણ પારસમણિ કરી દે છે. (૯૩૦)

બીજા સાંપ્રદાયિક લોકો રાગથી ભરેલા છે, તમે વીતરાગ છો — એ સ્પષ્ટ તફાવત છે. તેઓ તમારા તરફ વેરભાવ રાખે છે, પણ તમારા મનમાં તેમના પ્રતિ કોઈ વેરભાવ નથી. (૯૩૧)

જેમ સૂર્ય આગિયા ઉપર વેરભાવ રાખતો નથી, તેમ તમે પણ સાંપ્રદાયિક લોકોને આગિયા જેવા માની તેમના પર વેરભાવ રાખતા નથી. (૯૩૨)

મહાવીર પ્રભુ! આ જગતમાં તમારા જેવો કોઈ વીર નથી. ઉપસર્ગો સહન કરવામા તમે કદી વિચલિત થતા નથી, મેરુની જેમ અડગ રહો છો. સંગમ દેવે ભયકર કષ્ટ આપવા છતાં હે દયાસિંધુ! તમારી દૃષ્ટિ પ્રસન્ન હતી. તમે એ જ વિચાર્યું કે અદ્ભુત છે આ વાત – મારા વડે સઘળા જગતનો ઉદ્ધાર થઈ રહ્યો છે અને આ મને જ નિમિત્ત બનાવીને ડૂબી રહ્યો છે. (૯૩૩)

અનાર્ય લોકોએ તમને અનેક પ્રકારનાં કષ્ટો આપ્યાં, પણ તમે તો ધ્યાનના રસમાં મગ્ન હતા એટલે તમારી પ્રસન્નતા કદી ઓછી ન થઈ. (૯૩૪)

ભિક્ષુ સ્વામી ભરત ક્ષેત્રમાં પ્રગટ્યા છે, હું અંતઃકરણમાં એમનુ ધ્યાન ધરું છુ. (૯૩૫)

પ્રભુ! વિવિધ દેશોના હજારો લોકો પોતપોતાના અંતરમનમાં તમારું સ્મરણ કરી રહ્યા છે. (૯૩૬)

९३७. आप तणी बुध नी प्रशंसा, बहु लोक करै पुर-पुर में।

९३८. मन्त्राक्षर सम नाम तुम्हारो, विघ्न मिटै घर-घर में।

९३९. जबर उद्योत कियो जशधारी, एहै पंचमे अर में।

९४०. आप आचारज महा उपकारी, कल्प वृक्ष जिम तर में।

आचार्य भारमलजी के प्रति

९४१. परम प्रीत भिक्खू थकी, अंत सीम अवधार।
सेव करी साचे मने, भारिमाल धर प्यार॥

९४२. सरल भद्र भल समण सिरोमणि, ऋष रूड़ा राजै।
चरण करण धर समरथां चित्त सूं, भरम करम भाजै॥

९४३. खांत दांत चित शान्त खरा, 'लज उभय थकी लाजै'।
परम विनीत प्रीत हद पूरण, सिव रमणी साजै॥

९४४ जोड़ी गोयम वीर जिसी, वर शिख वारू बाजै।
कार्य भलायां बेकर जोड़ी, करत मुगति काजै॥

९४५. परम पीत पुज सूं जल पय सी, पद भव दधि पाजै।
कठिन वचन गुर शीख कहै तो, समचित मुनि साजै॥

પોતપોતાનાં નગરોમાં લોકો તમારી બુદ્ધિનાં વખાણ કરી રહ્યા છે. (૯૩૭)

તમારું નામ મંત્રાક્ષર જેવું છે, એનાથી ઘરઘરમા આવનાર વિઘ્નો ટળે છે. (૯૩૮)

હે યશસ્વી! પાંચમા આરામાં તમે પ્રચંડ પ્રકાશ ફેલાવ્યો છે. (૯૩૯)

જેમ વૃક્ષોમાં કલ્પવૃક્ષ છે તેમ તમે મહાન ઉપકારી આચાર્ય છો. (૯૪૦)

આચાર્ય ભિક્ષુ પ્રતિ આચાર્ય ભારમલજીને પરમ સ્નેહ હતો — અનંત, અસીમ સ્નેહ હતો. તેમણે સાચા દિલની લગનથી તેઓની સેવા કરી. (૯૪૧)

આચાર્ય ભારમલજી સરળ, ભદ્ર, શ્રમણ-શિરોમણિ અને મહાન તેજસ્વી મહર્ષિ હતા. ચરણ અને કરણના ધારક એવા તેમનું સ્મરણ કરવાથી ચિત્તનો ભ્રમ અને કર્મ બન્ને દૂર ભાગી જાય છે. (૯૪૨)

તેઓ ક્ષમાશીલ, ઇન્દ્રિય-વિજેતા, શાંત-ચિત્ત તથા લૌકિક અને અલૌકિક બન્ને પ્રકારની લજ્જા(અનુશાસન)થી યુક્ત હતા. મોક્ષ-રમણમાં જ એમને પૂર્ણ પ્રીતિ હતી. (૯૪૩)

આચાર્ય ભિક્ષુ અને ભારમલજીની જોડી મહાવીર અને ગૌતમની જોડી જેવી હતી. ભારમલજી આચાર્ય ભિક્ષુના પરમ શિષ્ય હતા. સોંપવામાં આવે તે કામ તેઓ હાથ જોડીને સ્વીકારી લેતા અને યુક્તિ કાજે તે પૂરું કરીને રહેતા. (૯૪૪)

તેમના મનમાં આચાર્ય ભિક્ષુ પ્રતિ દૂધ-પાણી જેવી પ્રીતિ હતી. તેમના પગ ભવ-સિંધુના કિનારે પહોંચ્યા હતા. આચાર્ય ભિક્ષુ તેમને કદી કઠોર વચનોમાં શિખામણ આપતા ત્યારેય તેમનું ચિત્ત સમત્વ છોડતું નહીં. (૯૪૫)

आचार्य ऋषिराय के प्रति

९४६. मो सूं उपगार कियो घणो, बिन्दु तणों सिन्धु कीध ।
ते गुण हूं किम विसरूं, चरण ज्ञान पद दीध ।।

९४७. रायचंद ब्रह्मचारी ने जानो जी, सीख दे शोभती ।
तूं बालक छै बुद्धिवानो जी, मोह कीजै मती ।।

९४८. ब्रह्मचारी कहै वाणो जी, सुध वच सुंदरूं ।
आप करो जन्म रो किल्याणो जो, हूं मोह किम करूं ।।

संत वन्दना

९४९. मुणिन्द मोरा ! भिक्षु नै भारीमाल,
वीर गोयम सो जोड़ी, अति भली ।
मुणिन्द मोरा ! चौथा आरा नी चाल,
विविध मर्यादा बांधी निरमली ।।

९५०. तीजे पट ऋषिराय खेतसीजी सुखकारी, मुनि पिता ।
सम दम उदधि सुहाय. हेम हजारी भारी गुण रता ।।

९५१. भिक्षु भारीमाल ऋषिरायजी, खेतसीजी सुखकारी ।
हेम हजारी आदि दे सकल संत सुविचारी हो ।।
प्रणमृं हर्ष अपारी, अ० भी० रा० शि० को उदारी हो ।
धर्म मूर्ति धुन धारी, विघ्न हरण वृद्धिकारी ।
सुख संपति दातारी, भजो मुनि गुणां रा भंडारी ।।

આચાર્ય ઋષિરાયનો મારા પર ખૂબ ઉપકાર છે. મને બિંદુને તેમણે સિંધુ બનાવ્યો, મને ચારિત્ર, જ્ઞાન અને પદ આપ્યાં. તે ઉપકાર હું કેમ ભૂલી શકું? (૯૪૬)

આચાર્ય ભિક્ષુએ બ્રહ્મચારી ઋષિરાયને શીખ આપતાં કહ્યું — તું હજી બાળક છે, એટલે મારા મૃત્યુ-સમયે મોહ ન કરતો. (૯૪૭)

ઋષિરાયે સરળ, સહજ ભાષામાં જવાબ આપ્યો — આપ આત્મ-કલ્યાણ સાધી રહ્યા હો, પછી હું મોહ શા માટે કરુ? (૯૪૮)

મારા મુનીન્દ્ર! ભિક્ષુ અને ભારીમલ એવા લાગે છે જાણે કે વીર-ગૌતમની જુગલ-જોડી! જાણે સતયુગ (ચોથો આરો) વર્તી રહ્યો હતો. અને આચાર્ય ભિક્ષુએ અનેક અનુશાસન-સૂત્રોનું નિર્માણ કર્યું. (૯૪૯)

તૃતીય આચાર્ય ઋષિરાય અને મુનિઓના પિતૃતુલ્ય મુનિ ખેતસીજી, શમ-દમના સમુદ્ર મુનિ હેમરાજજી અને ગુણોમાં આસક્ત મુનિ હજારીમલજી. (૯૫૦)

ભિક્ષુ, ભારીમલ, ઋષિરાય, હેમરાજજી, હજારીમલજી — આ બધા સંતો સુખદાતા છે તે મેં ખાતરીથી જાણ્યુ છે. અમીચંદજી, ભીમરાજજી, રામસુખજી, શિવજી, કોદરજી — આ બધાને હું અપાર હર્ષ સાથે પ્રણામ કરુ છું. ધર્મમૂર્તિ, સાધનાની ધૂણી ધખાવનારા, વિઘ્નહરણ કરનારા અને વૃદ્ધિ કરનારા, સુખ અને સંપત્તિ દેનારા આ બધા મુનિઓનુ સ્મરણ કરો — એ ગુણોના ભંડાર છે. (૯૫૧)

९५२. विघ्न मिटे अरियण हटे, प्रगटे सुख भारी।
दल रूप दोहग दारिद्र दटे, नाम रटे नर-नारी।
एहवो भजन उदारी॥

९५३. कर्म निर्जरा कारणे, जाप जपो नर नारी।
निरवद्य कारज निर्मलो, शिव सुख नो सहचारी॥
सावद्य आणा बारी॥

९५४. उदधि अग्नि अरि विष तणो, सकल विघ्न परिहारी।
सत्य शील प्रभावे जिन कह्यो, दशम अंग मझारी।
तिम भजन तंत सारी, परम मंत्र समधारी॥

९५५. तस्कर त्रास न प्रभावे, चरचा में जयकारी।
भूत रोग आपद हरे, अघ दल रूप परिहारी॥

९५६. चन्द्रपन्नती सूत्र नी, गाथा द्वितीय विचारी।
तिमहिज भजन ए ऋषि तणों, अधिष्ठायक अधिकारी।
स्थिर दृढ़ आस्ता धारी॥

९५७. दवदन्ती सूरी दीपती, जयवंती जशधारी।
इन्द्राणी सूरि आद दे, साहज करण सुखकारी।
पुन्यवंती प्यारी॥

९५८. गुण ठाणे चोथे गुणी, समण सत्यां हितकारी।
अ०सि०आ०उ०सा० ने सदा, प्रणमें बारंबारी।
तास विचारणा भारी॥

એમના જાપથી વિઘ્ન ટળે છે, શત્રુઓ ખસી જાય છે, વિપુલ સુખ ઊપજે છે અને દારિદ્ર, દુર્ભાગ્ય નાશ પામે છે. સ્ત્રીઓ અને પુરુષો બધાં આ નામનો જાપ કરે છે. (૯૫૨)

કર્મની નિર્જરા માટે એમનો જાપ કરો. તે જાપ નિરવદ્ય, નિર્મળ અને મોક્ષસુખ તરફ લઈ જનાર છે. સાવદ્ય પ્રયોજન માટે આ જાપ કરવો નહીં એવું અનુશાસન છે. (૯૫૩)

ભગવાને કહ્યું છે કે સત્ય અને શીલના પ્રભાવથી સમુદ્ર, અગ્નિ, શત્રુ અને વિષ સબંધી સઘળાં વિઘ્નો ટળી જાય છે એની સાક્ષી પ્રશ્નવ્યાકરણ પૂરે છે. તે પરમ મંત્ર સમાન છે. (૯૫૪)

એનો જપ કરનારને ચોર લૂંટી શકતા નથી, ચર્ચામાં તે વિજયી બને છે. આ જાપથી ભૂત, રોગ, આપત્તિ અને પાપસમૂહ નાશ પામે છે. (૯૫૫)

જેવી રીતે ચન્દ્રપ્રજ્ઞપ્તિની બીજી ગાથા પ્રભાવશાળી છે તેવી રીતે આ ઋષિયોનું સ્મરણ પ્રભાવશાળી છે. તે અધિષ્ઠાયક શક્તિથી અધિકૃત છે. આ ઋષિયો તરફ મારી અચળ અને દૃઢ આસ્થા છે. (૯૫૬)

દવદંતી દેવી દેદીપ્યમાન છે, જયવતી દેવી ખૂબ યશસ્વિની છે. ઇન્દ્રાણી આદિ દેવીઓ સહાયક અને સુખદાયક છે. આ બધી જ ભાગ્યશાલિની, પુણ્યવતી અને મનોજ્ઞ છે. (૯૫૭)

તે સહુ ચતુર્થ ગુણસ્થાને છે, સાધુ-સાધ્વીઓ માટે હિતકારી છે, સદા 'અ. સિ. આ ઉ.સા.' એ મહામંત્રને પ્રણામ કરે છે. એમનું ચિંતન ખૂબ મૂલ્યવાન છે. (૯૫૮)

९५९. श्री जिनशासन शोभतो, अधिष्ठायक अधिकारी,
अहो निशि अवधि प्रजूंजती, वंछित पूरण हारी।
सुख संपति सहचारी ।।

९६०. जाण तिके नर जाणता, अवर न जाणे लिगारी।
धर्म उद्योत करण धुरा, निरवद्य कारज सारी।
आणा तास मज्झारी ।।

मुनि थिरपालजी और फतेचंदजी के प्रति

९६१. कोटे आप पधारिया, महिपति आवणहार।
सांभल नै ते संत बिहुं, ततक्षण कियो विहार ।।

९६२. निज आतम तारण निपुण, वारू बे परवाह।
तप मुद्रा तीखी घणी, चित इक शिव पद चाह ।।

९६३. प्रश्न चरचा हो त्यांनै कोई पूछंत,
तो संत दोनूं इम भाखता।
भिक्खू भाखै हो तेहिज जाण जो तंत,
रुडी आसता भिक्खू नी राखता ।।

९६४. म्हांनै तो हो पूरी खबर न काय, भीखणजी नै पूछी निरणो करो।
सुध जाणो हो तेहिज सत्य वाय, प्रगट कहै इम पाधरो ।।

मुनि खेतसीजी के प्रति

९६५. अडतीसे दिख्या ग्रही, खेतसीजी धर खंत।
भक्तिवंत भारी घणां, क्षमावंत जसवंत ।।

આ જિનશાસન શોભી રહ્યું છે. તે અધિષ્ઠાયક શક્તિથી અધિષ્ઠિત છે. અધિષ્ઠાયક દેવીઓ રાતદિન અવધિજ્ઞાનનો પ્રયોગ કરે છે. તે મનોવાંછિત પૂરાં કરે છે, સુખ અને સંપત્તિ આપે છે. (૯૫૯)

જાણકારો જ જાણે છે અને ન જાણનારા સહેજ પણ જાણતા નથી, તે ધર્મનો ઉદ્યોત કરનાર અગ્રણીઓ અને નિરવદ્ય કાર્ય સિદ્ધ કરનારાઓમાંની છે. (૯૬૦)

એક વાર મુનિ થિરપાલજી અને ફતેહચંદજી કોટા(રાજસ્થાન)-માં હતા. કોટા-નરેશે તેઓનાં દર્શન કરવાની ઇચ્છા બતાવી. તેની જાણ થતા તેઓ ત્યાંથી વિહાર કરી ચાલ્યા ગયા. (૯૬૧)

તેઓ પોતાના આત્મ-કલ્યાણમાં મગ્ન, ઉદાસીન અને બેપરવા હતા. તેમની તપમુદ્રા અતિ તેજસ્વી હતી. તેઓના મનમાં માત્ર મોક્ષની ઇચ્છા જ શેષ રહી હતી. (૯૬૨)

તેઓને કોઈ પ્રશ્ન પૂછે તો બન્ને સંત કહેતા — 'આચાર્ય ભિક્ષુ જે જવાબ આપે છે તે જ સત્ય છે.' તેઓને આચાર્ય ભિક્ષુમાં ગાઢ શ્રદ્ધા હતી. (૯૬૩)

કોઈ વાર પ્રશ્ન પૂછવામાં આવે તો કહેતા — 'અમને એ વાતની પૂરી જાણકારી નથી. એ વાત તમે આચાર્ય ભિક્ષુને પૂછી નક્કી કરો. એમની વાણી જ સત્ય છે એ જાણજો.' આ રીતે સીધુસાદું સત્ય કહેતાં તેઓને સહેજ પણ સંકોચ ન થતો. (૯૬૪)

મુનિ ખેતસીજીએ સં. ૧૮૩૮માં ઉત્સાહપૂર્વક દીક્ષા લીધી. તેઓ મોટા ભક્ત, ક્ષમાશીલ અને યશસ્વી હતા. (૯૬૫)

९६६. समकित रूपी तरु भणी, संवेग जल सिंचंत।
खम दम सम गुण खेतसी, दिढ़ धर्मो दीपंत ॥

९६७. रस कूपिका ग्रहिवा भणी, विसम मारग जन जाय।
चराग तैल सिंचिया, इम मारग देखाय ॥

९६८. सिव रसकूंपी ग्रहण कुं, संवेग रूपी तैल।
समकित चराग सिंचता, खेतसीजी करै खेल ॥

मुनि वेणीरामजी के प्रति

९६९. चरचावादी विमल चित्त, उपकारी अधिकाय।
चरण चमालीसे चतुर, वेणीराम मुनिराय ॥

९७०. वेणीरामजी गण में हुआ वजीर,
उपकारी उद्यमी घणां।
जाप जप्यां सूं भाजे भव दुख पीड़,
ज्यां जिन मारग कियो दीपतो ॥

मुनि हेमराजजी के प्रति

९७१. घर संवेग तणुं सही, ज्ञान ध्यान सूं प्रेम।
उत्पतिया अति चरण चित्त, वृद्धि तेपने हेम ॥

९७२. हूं तो बिन्दु समान थो, तुम कियो सिंधु समान।
तुम गुण कबहुं न बीसरूं, निस दिन धरूं तुम ध्यान ॥

९७३. साचा पारस थे सही, कर दे आप सरीष।
विरह तुम्हारो दोहिल्लो, जाण रह्या जगदीश ॥

તેઓ સમ્યક્ત્વરૂપી વૃક્ષને સંવેગરૂપી જળથી સિંચતા. ક્ષમા, દમ અને સમત્વથી યુક્ત મુનિ ખેતસીજી ધર્મમાં દઢાનુરાગી અને તેજસ્વી હતા. (૯૬૬)

રસ-કૂપિકા પ્રાપ્ત કરવા મનુષ્ય કઠિન માર્ગે ચાલ્યો જાય છે. દીવામા તેલ પૂરવામા આવે તો પ્રકાશથી માર્ગ દેખાય છે. (૯૬૭)

મુક્તિરૂપી રસ-કૂપિકા મેળવવા માટે મુનિ ખેતસીજી સવેગરૂપી તેલથી સમ્યક્ત્વરૂપી દીપકને પૂરતા હતા. (૯૬૮)

મુનિ વેણીરામજીએ સં. ૧૮૪૪માં દીક્ષા ગ્રહણ કરી. તેઓ ચર્ચાવાદી, નિર્મળ મનવાળા અને અતિ ઉપકારી હતા. (૯૬૯)

મુનિ વેણીરામજી ગણમાં મંત્રી સમાન હતા. તેઓ ખૂબ જ ઉપકારી અને ઉદ્યમી હતા. એમનુ સ્મરણ કરવાથી વિવિધ દુઃખો દૂર થઈ જાય છે. એમણે જિનમાર્ગને પ્રકાશિત કર્યો. (૯૭૦)

મુનિ હેમરાજજીએ સં. ૧૮૫૩માં દીક્ષા લીધેલી. એ પછી સંઘમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થઈ. તેઓ સંવેગ-વૈરાગ્યના નિવાસસ્થાન હતા. તેઓ જ્ઞાન-ધ્યાનના પ્રેમી હતા. તેઓ પ્રતિભાશાળી હતા. એમનુ મન ચારિત્રમા રમણ કરતું. (૯૭૧)

"મુનિવર[1]! હુ તો બિંદુ સમાન હતો, તમે મને સિંધુ બનાવી દીધો. હુ તમારા ગુણ ક્યારેય નહીં ભૂલું. રાત-દિન તમારુ સ્મરણ કરુ છુ." (૯૭૨)

"મુનિવર! તમે સાચા પારસ હતા, બીજાને તમારા જેવા બનાવી દેતા. હુ તમારા ગુણ ક્યારેય નહીં ભૂલુ, રાતદિન તમારુ સ્મરણ કરુ છુ." (૯૭૩)

---

૧ મુનિ હેમરાજજી

९७४. जीत तणी जय थे करी, विद्याविक विस्तार।

९७५. ऋषि जीत कहै स्वामी हेम नैं, सहर सिरियारी मांय।
अबको चोमासो भेलो करां, पंदरै साधां सूं ताय।।

९७६. 'जो संकडाइ जाणा आहार नी, तो हूं घणां साधां सहीत।
सावण भाद्रवे एकांतर करूं, तन मन सूं धर प्रीत'।।

९७७. आसोज काती मास में, रस्ता चोखा होय जाय।
और गांव सूं आहार मंगाय ल्यां, जीत बोल्यो इम वाय।।

९७८. इम सुण हेम हरख्या घणां, बोल्या एहवी वाय।
'उपवास इगतीस म्है ही करां, या तो आछी विचारी ताय।।'

मुनि स्वरूपचंदजी के प्रति

९७९. अधिक सासण नीं आसता,
जिल्ला नी चिड़ अधिकाय।
कोई कटवी बात करै गण तणी,
तिण नें जहर सरीखो जाणै ताय।।

९८०. समकित में सैठा घणां, ए गुण अधिक अमोल।
खामी देख भयमंत होवै नहीं, मंदर जैम अडोल।।

९८१. संत निभावण नी कला, ते पण कही न जाय।
उचंचलाइ पणो तजी, देवै धीरप सूं समझाय।।

"મુનિવર! તમે વિદ્યાદિકનું દાન કરી મુનિ જીતને (મને) વિજયી બનાવી દીધો." (૯૭૪)

"મેં (ઋષિ જીતે) મુનિ હેમરાજજીને કહ્યું – આપણે પંદર સાધુ સિરિયારીમાં આ વર્ષે એક સાથે રહી ચાતુર્માસ કરીએ." (૯૭૫)

"જો આહાર આદિમાં તોટો રહે – પૂરો આહાર ન મળે, તો હું બીજા સાધુઓ સાથે શ્રાવણ-ભાદરવામાં એકાન્તરા ઉપવાસની તપશ્ચર્યા રાજીખુશીથી કરીશ." (૯૭૬)

"મેં કહ્યું – વર્ષાઋતુ સમાપ્ત થતાં રસ્તા ચોખ્ખા થશે એટલે આસો-કાર્તિકમાં બીજાં ગામોમાંથી આહાર વહોરી લાવીશું." (૯૭૭)

"આ સાંભળી મુનિ હેમરાજજી ખૂબ રાજી થયા. તેઓએ કહ્યું — 'એકત્રીસ ઉપવાસ (બે મહિનાનું એકાન્તર તપ) હું પણ કરીશ. આ તમે સરસ વિચાર્યું'." (૯૭૮)

મુનિ સ્વરૂપચંદજીના મનમાં શાસનની ગાઢ શ્રદ્ધા હતી. અંદરોઅંદરની જૂથબંધી તરફ તેમને ખૂબ નફરત હતી. જો કોઈ શાસનની નિંદા કરે તો તેમને ઝેર જેવું લાગતું. (૯૭૯)

એમનું સમ્યક્ત્વ દૃઢ હતું. એમનો આ ગુણ બહુમૂલ્ય હતો. તેઓ કોઈની ખામી જોઈ વિચલિત ન થતાં, તેઓ મેરુની માફક અડગ હતા. (૯૮૦)

સાથે રહેનારા સાધુઓની સાર-સંભાળની કળામાં મુનિ સ્વરૂપચંદજી ખૂબ પ્રવીણ હતા. (કોઈને કંઈ વાત કહેવી હોય તો) ઉત્તેજના વિના તેઓ ખૂબ શાંતિપૂર્વક સમજાવતા. (૯૮૧)

९८२. आलोचना ऊंडी घणी, ए पिण गुण हृदिपाय।
तीन काल री विचारणा, जबर हिया रे मांय॥

९८३. गुणग्राही पिण अति घणां, अधिक निभावन प्रीत।
जेहनैं आप अगी कर्यो, राखे तेहनी रीत॥

९८४. अधिक मिनख नी पारखा, स्वाम सरूप रै सार।
कोई कपट प्रपंच करै तसु, ओलखी संग निवार॥

९८५ सासण अधिक दिढावता, व्याख्यानादिक मांय।
सासण दिढावौ तेह सूं, राखै हेत सवाय॥

९८६. श्री मुख हुकम फरमावियो,—'सांभल, शिष्य सरूप!।
जीतमल्ल भणी थापियो, पद युवराज अनूप'॥

९८७. 'ए काम कियो स्व मत थकी, इण में अन्य तणो जस नांय।'
इम बहू विध लिख सूंपियो, सरूप भणी ऋषिराय।

९८८. जीत परपूठै स्वामीजी, थाप्यो पद युवराज।
सुगुरु झिरायां उभय भवै, सीज्झै वंछित काज॥

मुनि मोतीजी के प्रति

९८९. समभावै मोती सही, कठण सीख मृदु जेम।
अग्नि करी प्रेरचो थको, हुवैज कुंनण हेम॥

९९०. टांची लाग्यां पथर री, प्रतिमा हुवै बदीत।
तिम कठिन वचन बहु सीख दै, प्रकृत सुधारी जीत॥

એમની આલોચના (ચિંતન) ખૂબ ગંભીર હતી. એ તેમનો વિશેષ ગુણ હતો. એમની વિચારણા ત્રૈકાલિક હતી. (૯૮૨)

તેઓ અતિ ગુણગ્રાહી હતા. કોઈની પ્રત્યે સ્નેહ રાખતા તો છેક સુધી નિભાવતા. જેને સ્વીકારતા તેને કદી ત્યજતા નહીં. (૯૮૩)

તેઓને મનુષ્યની અચ્છી પરખ હતી. કોઈ છળકપટ કરતું તો તેને જાણી જતા અને તેનો સંગ છોડી દેતા. (૯૮૪)

મુનિ સ્વરૂપચંદજી વ્યાખ્યાનમાં અનુશાસન પર ખૂબ ભાર મૂકતા. જે કોઈ શાસનની ગુણગાથા ગાતું તે તેમને વહાલું લાગતું. (૯૮૫)

[સંવત્ ૧૮૯૩, અષાઢ મહિનો, ગામ નાથદ્વારામાં] આચાર્ય ઋષિરાયે મુનિ સ્વરૂપને કહ્યું – 'મેં જીતમલને યુવાચાર્ય બનાવ્યો છે.' (૯૮૬)

"મેં આ કાર્ય મારી પોતાની મતિ અનુસાર કર્યું છે, એમાં કોઈ બીજાનો ભાગ નથી." આ પ્રકારે ઘણી વાતો લખીને એક પત્ર આચાર્યવરે મુનિ સ્વરૂપચંદજીને સોંપ્યો. (૯૮૭)

"હું (મુનિ જીત) ત્યાં હાજર નહોતો. મારી ગેરહાજરીમાં આચાર્યવરે મને યુવાચાર્ય બનાવ્યો. સુગુરુને પ્રસન્ન કરવાથી આ લોક અને પરલોક બન્નેમાં વાંછિત કાર્ય સિદ્ધ થાય છે. (૯૮૮)

મોતીજીએ કઠોર શિખામણ પણ મૃદુ વ્યવહારની માફક સહન કરેલ. જેવી રીતે અગ્નિના પ્રખર તાપમાં તપાવેલ સોનુ કુંદન બની જાય છે તેમ તેઓ પણ કુંદન બની ગયા. (૯૮૯)

જેમ ટાંકણા દ્વારા ટાકવાથી પથ્થર પણ પ્રતિમા બની જાય છે તેમ મેં (મુનિ જીતે) એને કઠોર વચનો દ્વારા શિખામણ દીધી, એથી એની પ્રકૃતિ સુધરી ગઈ (૯૯૦)

मुनि सतिदासजी के प्रति

६६१. गण ने सुखदाई सुज्ञानी, पूरा भार निभावण ध्यानी।
सतीदास मुनि सुखदानी ॥

६६२. शांति गुणे कर शांत ऋष, दांत दया दिल धार।
क्षांत गुणे मुनिवर खरो, विनयवंत विध वार ॥

६६३. सरस कंठ वाणी सरस, सरस कला सुविहाण।
हेम समीपे शांति ऋष, वाचे सरस वखाण ॥

६६४. बल्लभ च्यार तीर्थ ने विशेखो, नर नारी हरखे नयणां देखो।
पूरा पुन्याइवान सपेखो ॥

६६५. भारीमाल सतजुगी ने हेमो, ऋषिराय तणों अति पेमो।
नीको निमल निभावण नेमो ॥

६६६. अभाजन मांही प्रक्षेपियां, ते सूत्रार्थ नों देणहार।
प्रवचन कुल गण संघ बाहिरे, ज्ञान विनय हीन ते असार ॥

६६७. अरिहंत थिवर गणधर तणी, मर्यादा नों लोपणहार।
तिण सूं भणावणों भाजन देख ने, कह्यो सूत्र पन्नति मझार ॥

६६८. परम भाजन थांने परखिया, सखर प्रकृत सुखकार।
अधिक विनय गुण आगला,(तिण सूं)हेम भणाया थानें सार ॥

६६९. सुन्दर स्वभाव थां सारिखो, मनुष हजारां रै मांय।
बहुलपणे नही देखियो, तुझ गुण अनघ अथाय ॥

તેઓ ગણ માટે સુખદાયક, સુજાણ, ભાર વહન કરવામાં દત્તચિત્ત અને સહુના હિતકારી હતા. (૯૯૧)

તેઓ પ્રશાંત મુદ્રાવાળા, ઇંદ્રિયવિજેતા, દયાર્દ્ર ચિત્તવાળા, ક્ષમાશીલ, સત્યનિષ્ઠ અને વિનમ્ર હતા. (૯૯૨)

એમનો કંઠ, વાણી અને વક્તૃત્વ બધું સરસ હતું. તેઓ મુનિ હેમરાજજી પાસે રહેતા અને સરસ વ્યાખ્યાન આપતા. (૯૯૩)

મુનિ સતીદાસજી સકળ સંઘને વિશેષ પ્રિય હતા. એમને જોઈ સ્ત્રી-પુરુષો બધાંને આનંદ થતો. તેઓ પૂર્ણ પુણ્યશાળી હતા. (૯૯૪)

આચાર્ય ભારમલજી, મુનિ સતયુગી, હેમરાજજી અને ઋષિરાય એ સૌ સાથે તેઓને અત્યત પ્રેમ હતો. પોતાના નિયમો પાળવામાં તેઓ ખૂબ જ કુશળ હતા. (૯૯૫)

અપાત્રને સૂત્ર તથા તેનો અર્થ આપનાર પ્રવચન, કુલ, ગણ અને સંઘથી બાહ્ય અને જ્ઞાન-વિનયથી હીન તથા અસાર બને છે. (૯૯૬)

તે તીર્થંકર, ગણધર અને સ્થવીરોની મર્યાદાનો ભંગ કરનાર બને છે. તેથી પાત્ર જોઈને જ્ઞાન આપવું જોઈએ. આ વાત સૂર્યપ્રજ્ઞપ્તિમાં કહેવામાં આવી છે. (૯૯૭)

મુનિ હેમરાજજીએ પરમ પાત્ર રૂપે તમને પારખ્યા. તમારી પ્રકૃતિ અતિ સુખદ હતી, તમે ગુણીજનોની પહેલી હારમાં બેસનારા હતા એટલે તેમણે તમને જ્ઞાન આપ્યુ. (૯૯૮)

તમારા જેવો સુખદ સ્વભાવ હજારોમાં કોઈક જ મનુષ્યને મળે છે તમારા ઉજ્જવળ ગુણોનો પાર પામવો મુશ્કેલ છે. (૯૯૯)

१०००. प्रात वखाण समय पवर, च्यार तीर्थं रा थाट।
सहु सुणतां ऋष शांति नै, जीत कहै सुध वाट॥

१००१. इन्द्र पास त्रयत्रिंश सुर, दोगुन्दक कहिजेह।
तिम म्हारै ए शांति है, तावतीसग सम एह॥

१००२. परम मित्र मुझ शांति मनोहर, सुवनीतां शिरताज।
याद आवै निशि दिन अधिकेरो, जाण रह्या जिनराज॥

१००३. जीत सूं रूड़ी रीत सुजाणी, पीत पय जल जेम पिछाणी।
सुन्दर प्रकृति सखर सुहाणी॥

मुनि हरखचन्दजी के प्रति

१००४. आण अखंड आराधतो, विनयवंत बड़ धीर।
परम दृष्टि जय परखियो, 'हरख' अमोलक हीर॥

१००५. जन बहु पूछे जय भणी, सखरो युवपद साव।
किण मुनि नै देवा तणां, आप तणां छै भाव॥

१००६: तब जय गणपति ऊचरे, छोग हरख मघराव।
तिहुं में पद युव इक भणीं, थापण रा छै भाव॥

१००७. इम अति कुरब वधावियो, छोग हरख नो हीर।
बीसे युवपद मघ नृपति, थाप्यो जाण गंभीर॥

महासती सरदारांजी के प्रति

१००८. शासण भार धुरंधरु, जननी जिम कहै जन्न।
मुनि पिण चंदण बाल नी, दै ओपम कहै धन्न॥

પ્રાતઃકાલીન પ્રવચન સમયે, ચતુર્વિધ સંઘ સમક્ષ, બધા લોકો સાંભળે તેમ જયાચાર્યે મુનિ શાંતિને કહ્યું — (૧૦૦૦)

જેમ ઇન્દ્ર પાસે તેત્રીસ દોગુંદક દેવ હોય છે, તેમ મારી પાસે આ શાંતિ મુનિ છે. (૧૦૦૧)

મુનિ શાંતિ મારા પરમ મિત્ર અને અનુશાસિત વ્યક્તિઓમાં શિરતાજ હતા. (૧૦૦૨)

મુનિ જીત સાથે (મારી સાથે) તેમની દૂધ-પાણી જેવી પ્રીતિ હતી. એમની પ્રકૃતિ ખૂબ આકર્ષક અને સોહામણી હતી. (૧૦૦૩)

મુનિ હરખ આજ્ઞાની અખંડ આરાધના કરી રહ્યો હતો. તે ખૂબ વિનયી અને પરાક્રમી હતો. મેં એને પરમ દૃષ્ટિથી પારખી લીધો કે હરખ અમૂલ્ય હીરો છે. (૧૦૦૪)

ઘણા લોકો મને પૂછતા — આવા મહાન યુવાચાર્ય પદ પર આપ કયા મુનિને મૂકવા માગો છો? (૧૦૦૫)

ત્યારે હું જવાબ આપતો — છોગ, હરખ અને મઘરાજ એ ત્રણમાંથી એક મુનિને યુવાચાર્ય પદ આપવાનો મારો વિચાર છે. (૧૦૦૬)

આ રીતે મેં છોગ અને હરખનું મહત્ત્વ ખૂબ વધાર્યું. સંવત્ ૧૯૨૦માં મઘરાજને ગંભીર જાણી યુવાચાર્ય પદ પર સ્થાપ્યો. (૧૦૦૭)

મહાસતી સરદારાંજી શાસનમાં ધુરંધર હતાં. જનતા એમને જનેતા કહેતી. મુનિઓ પણ ચંદનબાલા સાથે તેમની તુલના કરી પોતાને ધન્ય અનુભવતા. (૧૦૦૮)

१००९. दान धर्म नवमो कह्यो, जती धर्म रे मांय ।
ते गुण अधिक सती मझे, देख्या इचरज पाय ।।

१०१०. सर्व भणी अति साताकारी, भारी बुद्धि भंडार ।
गण हितकारी सील सुधारी, शासण री सिणगार ।।

१०११. शासण रा बहु कारज कीधा, शासण में जिम स्तंभ ।
आज्ञाकारी अति ही भारी, गणपति प्रीत अदभ ।।

દશવિધ શ્રમણધર્મમાં નવમો ધર્મદાન છે. મહાસતીમાં તે ઉદારગુણ અદ્દ્ભુત હતો, જોનારા દંગ થઈ જતા. (૧૦૦૯)

મહાસતી સહુને સુખ દેનાર અને બુદ્ધિના ભંડાર સમાન હતાં. તેઓશ્રી ગણનું હિત કરનાર, શીલસંપન્ન અને શાસનના શૃંગાર સમાન હતા. (૧૦૧૦)

તેઓશ્રીએ શાસનનાં અનેક કાર્યો કર્યાં હતાં. તેઓ શાસનમાં સ્તંભ સમાન હતા. તેઓશ્રી ખૂબ અનુશાસનનિષ્ઠ અને આચાર્ય પ્રતિ નિશ્ચલ સ્નેહભાવ રાખનાર હતાં. (૧૦૧૧)

# पद-संदर्भ तालिका[1]

आ० म० १ उत्तर २०।१, १।२७
१ आ० चौ० दु० १
२-६ प्र० त० बो० १।दु० १,२,३ ५,६
७-६ आ० १०।३,४,१३
१० म० च० ४।५
११-१४ आ० १०।४,७,१०,१४
१५ आ० अ० प० ५।१
१६-२४ आ० अ० प० ५।२ से १०
२५-२८ उत्त० जो० १।३८,१४,६, ४०
२६ स० प० २।३
३०-३१ शि० चौ० २०।६
३२-३३ शि० चौ० १६।१,२
३४ स० प० २।४
३५-३७ शि० चौ० २०।७,८,६
३८ उत्त० जो० १।३६
३६-४० शिव० चौ० १।१७,१८
४१ स० सु० ११।५
४२-४६ शि० चौ० १४।१ से ८
५० शि० चौ० १४।८
५१-६५ शि० चौ० १४।१८ से ३२
६६-६८ भि० ज० र० ६।४,६,७
६६-७३ भि० ज० र० ६।६ से १३
७४-७८ भि० ज० र० ११।६ से १०
७६-८१ भि०ज०र० ११।दु० ६ से ८
८२-८४ स० न० ६।३६ से ४१
८५-८८ शिव चौ० २।दु० ६ से ६
८६-६६ शि० चौ० १।१५,२१ से २७
६७-१०० शि० चौ० १।३८ से ४१
१०१-१०३ शि० चौ० १।३४ से ३६
१०४-१०७ शि० चौ० १।४६ से ५२
१०८-११३ स० न० ५।दु० ३ से ८
११४-११७ उत्त० जो० २३।१० से १३,१५
११८ आ० अ० प० ३।१२
११६ पा० च० १०।३
१२० उत्त० जो० २५।४।दु०३
१२१-१२३ उत्त० जो० २५।४।१३, १४,२२
१२४-१२७ उ० चौ० १४।३,५,६,८
१२८-१३० उ० चौ० १४।१३ से १५
१३१-१३७ उत्त० जो० ११।१।३ से ६
१३८-१४२ म० च० २।२,३,५,६,१२
१४३-१४६ उत्त० जो० १०।१।१,२, ३२,३४
१४७ उ० ढा० ३।७
१४८-१५० आ० अ० प० ६।१,१,३
१५१ ऋ० सु० २।७

---

१ सकेतित ग्रथो के लिए देखिए बाद की सदर्भ-ग्रथ-सकेत सूची

१५२-१५८ उ० ढा० १।३ से ६
१५६-१६१ उत्त० जो० १४।४०,४१,
४३
१६२-१६७ आ० अ० प० ६।३ से ८
१६८-१७० पा० च० ३।५ से ७
१७१-१७५ उ० चौ० ११।१२,१३,६
से ११
१७६-१७८ उ० चौ० ५।२ से ४
१७६ आ० ध्या० प्र० ४।दो० १
१८०-१८१ आ० अ० प० ६।४,६
१८२ आ० अ० प० १३।२३
१८३-१८६ उत्त० जो० १०।१८ से २१
१८७-१८६ उत्त० जो० १२।२२ से २४
१६० य० च० ४।दु० १
१६१-१६४ उत्त० जो० ६।७।५ से ७६
१६५-१६७ ध० व्या० ३२।दु० २ से ४
१६८-२०० ध० व्या० ३२।१,४,८
२०१ उत्त० जो० २२।६।दु० २
२०२-२०४ उत्त० जो० २२।६।१,२,११
२०५ शा० वि० ६।४
२०६ भि० ज० र० ४।१३
२०७ भि० ज० र० ५।११
२०८ भि० ज० र० २।१५
२०६ भि० ज० र० २३।३५
२१० य० च० २।दु० ३
२११ य० च० १।६
२१२ सं० गु०
२१३ ऋ० सु० १।१२
२१४ ऋ० सु०,
२१५-२१६ आ० अ० प० १५।१,२
२१७-२२२ आ० अ० प० १५।३ से ८
२२३-२२४ शि० चौ० २।दु० १,२
२२५-२२६ शि० चौ० २।१,६,७,८,१८
२३०-२४२ शि० चौ० २।१६ से २२,
२६,२६ से ३३,३५,३६,३६
२४३-२४६ शि० चौ० ३।१,६ से ८
२४७-२५६ शि० चौ० ३।१८,२० से
२२,३१ से ३३,४८,४६,४७
२५७-२६७ आ० ध्या० प्र० ४।१०,११,
२०,२२,२३,२७,२८,२६,
३१,३३,३४
२६८-२७१ मो० व्या० १।सो० ६,२,
४,६
२७२-२७३ मो० व्या० १।१२,१३
२७४-२७५ मो० व्या० २।सो० ३,गा० १
२७६-२७६ मो० व्या० २।२,७,१४
२८०-२८८ मो० व्या० ३।१,२,८ से
११,१५,१६
२८६-२६५ मो० व्या० ४।सो० ४ गा०,
१,२,४,५,६,१२
२६६ मो० व्या० ५।दु० १
२६७-२६८ आ० अ० प० १।१,२
२६६-३१० आ० अ० प० १।३ से १४
३११ भि० ज० र० ३।दु० ३
३१२-३१३ आ० १।५५,६२
३१४ आ० ६।४
३१५-३१८ आ० १।५,१०,१४,२७
३१६-३२१ आ० ३।३,८,६
३२२-३२३ आ० ६।१,२
३२४-३२६ आ० ७।१,४,८
३२७-३४० आ० ८।१,२,४,५,७,८,
११,१४,१६ से १६,२१,२२
३४१-३४५ आ० ६।१,३,४,५,१६
३४६ आ० अ० प० ६।१२
३४७ आ० अ० प० १४।२
३४८ आ० अ० प० ४।६
३४६-३५२ आ० ध्या० प्र० १।१ से ४
३५३ आ० ध्या० प्र० २।११

३५४-३५७ आ० घ्या० प्र० द्रू० २ से ५
३५८-३६३ उ० ढा० २।१ से ५
३६४-३६९ उ० चौ० दो० १ से ६
३७० उ० चौ० दो० ७
३७१-३७८ भि० ज० र० १०।द्रू० १, ४ से ९ सो० १
३७९-३८३ भि० ज० र० १०।५ से ९
३८४-३८५ लघु० भि०ज० र० ३।२०, २१,२३,२४
३८६-३८८ भि० ज० र० ४४।द्रु० ५, ६,७
३८९-३९० स० चा० ५।२,४
३९१-४०२ हे० न० २।१७,१८,२० से २८,३३
४०३ हे० न० ४।द्रू० ६
४०४-४०९ हे० न० ७।३ से ५,७,१२, १४
४१०-४१५ हे० न० ५।१०,१२ से १६
४१६ स० न० ८।१०
४१७-४१९ भी० वि० ३।२,४,५
४२०-४२४ उ० प० २।९,११,१३ से १५
४२५-४२७ उ० प० ३।१३,८३,८६
४२८-४४७ शा० वि० १२।५ से १३, १५ से २५
४४८-४५४ शा० वि० १३।१३ से १७, १९,४३
४५५-४५७ आ० अ० प० ३।१०,१,११
४५८-४६४ हे० न० ९।६३,६४,६६ से ७०
४६५-४६७ आ० अ० प० ६।७,८,१०
४६८-४७० उ० ढा० ६।७ से ९
४७१-४७२ उ० ढा० ८।१,२
४७३-४८० उ० ढा० १।३ से ९
४८१-४८२ भ० जो० २७।२,३
४८३-४८४ स० चा० ३।द्रु० ३,४
४८५-४८८ आ० अ० प० १३।१८ से २१
४८९-४९८ भि० ज० र० ३४।५ से ८, ११ से १६
४९९-५०१ भि० ज० र० ३६।९,१०, ११
५०२-५०५ भि० चौ० २७।१ से ४
५०६-५१० भि० चौ० २९।१ से ५
५११-५१६ भि० चौ० १२।१,२,५ से ८
५१७-५२१ स० वि० १।१ से ५
५२२-५२३ हे० न० ३।२,३
५२४-५२८ मो० प० २।४ से ८
५२९-५३८ मो० प० ३।द्रु० १,२ गा० ३ से १०
५३९-५४२ मो० प० ४।३,९,१०,११
५४३ शा० वि० २।६
५४४ शा० वि० ३।५
५४५-५४८ शा० वि० ५।द्रु० २ से ५
५४९-५५२ शा० वि० ५।१,२,३,८
५५३-५५४ शा० वि० ७।१८,१९
५५५ शा० वि० ६।१०
५५६-५५७ स० सु० ·।४,५
५५८-५५९ स० सु० ३।द्रु० ४,६
५६०-५६१ स० सु० ३।१,२
५६२-५६६ स० सु० ४।८,११, से १३
५६७-५६८ स० सु० ५।१६,१७
५६९-५७१ स० सु० ६।१,१८,२०
५७२-५७८ क० ढा० १।२ से ५,७ से ९
५७९ क० ढा० १।१४
५८०-५८१ हु० चो० २।द्रु० १,३
५८२-५८४ हु० चो० २।१,२,३
५८५-५८८ उ० चो० ३।२ से ५

५८९-५९० प्र० त० बो० १६।२,६
५९१ प्र० त० बो० १७।३
५९२ प्र० त० बो० १९।९
५९३ प्र० त० बो० १९।१०
५९४ प्र० त० बो० १५।१३
५९५-५९६ उ० चौ० ३।६,७
५९७ म० च० ४२।१
५९८-६०१ उ० चौ० ३।८ से ११
६०२-६०४ उत्त० जो० २३।११,१,४,६
६०५-६०७ भ० जो० ३४।६,७,१५
६०८-६११ भ० जो० १८।९,१२,१३, १४
६१२-६१७ भ० जो० २८।१७,१९ से २३
६१८-६२१ भि० ज० र० ७।दु०२ से ५
६२२-६२७ भि० ज० र० ७।४ से ८
६२८-६३० भि० ज० र० ५५।दु० १, २,३
६३१-६४६ भि० ज० र० ५५।३ से ६, ८,१५,१७,१८,२१,२८
६४७-६५७ शि० चौ० ४।१ से ७,१४ से १६,१८
६५८-६६१ म० ढा० १७।१,२, ४,५
६६२-६६४ शि० चौ० २१।२०,२१, २२
६६५ लघु० भि० ज० र० ४।३९
६६६-६७० लि० जो० ६।१, से ५
६७१-६७४ शि० चौ० ८।१,१०,११, १३
६७५-६७९ शि० चौ० ७।१,५,७,८, १०
६८०-६८१ हे० न० ६।१,२
६८२-६८५ शि० चौ० २२।१ से ४
६८६-६८७ शि० चौ० १९।६,७
६८८-६९१ शि० चौ० ५।१ से ४
६९२-६९५ शि० चौ० ५।५ से ८
६९६-६९८ शि० चौ० ४।९,१०,११
६९९ शि० चौ० ५।१२
७०० शि० चौ० ४।१९
७०१-७०४ भि० ज० र० १२।९ से १२
७०५ भि० ज० र० १२।३
७०६-७०७ भि० ज० र० १३।२,३
७०८-७१० भि० ज० र० १९।११,१२, १३
७११ भि० ज० र० २२।१२
७१२ प्र० त० बो० १।१३
७१३ भि० ज० र० २९।९
७१४-७१५ लघु० भि० ज० र० २।२५ ३।१२
७१६ भि० ज० र० ३।३
७१७ भि० ज० र० ४२।दु० ६, १३
७१८-७२० भि० ज० र० ९।८ से १३
७२१ भि० ज० र० ४४।२
७२२ भि० ज० र० ५६।२
७२३ भि० ज० र० १०।२
७२४-७३४ भि० ज० र० ५८।१,७,८, ९,१३,१४ से १९
७३५-७३६ भि० ज० र० ५८।२०,२२
७३७-७३९ भि० ज० र० ११।दु० २, ३,४
७४०-७४७ भि० ज० र० २४।दु० १ से ८
७४८ भि० ज० र० २४।१२
७४९-७५२ भि० ज० र० २७।२ से ४, ६
७५३ भि० ज० र० २७।७

९६६ लघु० भि० ज० र० ५।दु०
७
९६७-९६९ सं० चा० २।दु० २,३,४
९७० लघु० भि० ज० र० ५।दु०
८
९७१ सं० गु० ४।१४
९७२ लघु० भि० ज० र० ५।
दु० ९
९७३-९७५ सं० न० ७।२१,२२,२३
९७६-९७९ हे० न० ९।१४ से १७
९८०-९८१ सं० न० ८।१६,१७
८८२-९८६ सं० न० ८।१८ से २१,२४
९८७-९८९ सं० न० ७।१ से ३
९९०-९९१ मो० प० ५।दो० ७,६
९९२ शा० वि० ८।१६
९९३-९९४ शा० वि० ९।दो० १,६
९९५ शा० वि० ८।११
९९६-१००० शा० वि० ९।११ से १४
१००१-१००३ शा० वि० १२।दु० ५,६,
१३।४७
१००४ शा० वि० ८।१३
१००५ हु० चो० २।८
१००६-१००८ हु० चो० ३।दु० ५,६,७
१००९ सं० सु० १२।८
१०१० सं० सु० १३।दु० २
१०११-१०१२ सं० सु० १५।४५,४८

# संदर्भ-ग्रन्थ-संकेत सूची

| | |
|---|---|
| १. आ० | आराधना |
| २. आ० (अ० प०) | आराधना (अध्यात्म पदावली) |
| ३. आ० (चौ०) | आराधना (चौबीसी) |
| ४. आ० (ध्या० प्र०) | आराधना (ध्यान प्रकरण) |
| ५. उत्तर० | उत्तरज्झयणाणि |
| ६. उत्त० जो० | उत्तराध्ययन की जोड |
| ७. उ० प० | उदयचन्द पंचढालियो |
| ८. उ० चौ० | उपदेश की चौपी |
| ९. उ० ढा० | उपदेश की ढाल |
| १०. उ० प० | उपदेश पद |
| ११. ऋ० सु० | ऋषिराय सुजश |
| १२. क० ढा० | कर्मचन्दजी स्वामी की ढाल |
| १३. ग० सि० | गणपति सिखावणी |
| १४. ग० गु० व० | गणि (भिक्षु) गुण वर्णन |
| १५. झी० च० | झीणी चरचा |
| १६. ध० व्या० | धनजी का व्याख्यान |
| १७ प्र० त० बो० | प्रश्नोत्तर तत्त्व बोध |
| १८. पा० च० | पार्श्वनाथ चरित्र |
| १९. भ० जो० | भगवती जोड |
| २०. भि० ज० र० | भिक्खु जश रसायण |
| २१. भी० वि० | भीम विलास |
| २२ म० च० | महिपाल चरित्र |
| २३. म० ढा० | महोत्सव ढाल |
| २४ मो० प० | मोतीजी स्वामी रो पचढालियो |
| २५. मो० व्या० | मोहजीत व्याख्यान |
| २६. य० च० | यशोभद्र चरित्र |

| | |
|---|---|
| २७ लघु० भि० ज० र० | लघु भिक्खु जश रसायण |
| २८. लि० जो० | लिखता की जोड |
| २९. वि० ह० | विघ्नहरण की ढाल |
| ३०. शा० वि० | शांति विलास |
| ३१. शा० वि० | शासन विलास |
| ३२. शिव० चो० | शिवजी स्वामी रो चोढालियो |
| ३३. शि० चौ० | शिक्षा की चौपी |
| ३४. शि० ढा० | शिक्षा की ढाल |
| ३५. स० प० | सतजुगी रो पचढालियो |
| ३६. स० चा० | सतजुगो चारित्र |
| ३७. स० गु० | सत गुणमाला |
| ३८. स० सु० | सरदार सुजश |
| ३९. स० न० | सरूप नवरसो |
| ४०. स० वि० | सरूप विलास |
| ४१. ह० चो० | हरख चोढालियो |
| ४२. हे० न० | हेम नवरसो |